સૌ. કંકુબાઈ સ્મારક ગ્રંથમાળા – પુ૦ ૧૬

# કલાપી

લેખક

પ્રો. નવલરામ જગન્નાથ ત્રિવેદી, એમ. એ.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

## સૌ. કંકુબાઈ સ્મારક ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત

**કચ્છના** દીવાન રા. બ. મોતીલાલ લાલભાઈનાં પત્ની સૌ. કંકુબાઈ ઓગણત્રીસ વર્ષની જુવાન વયે સ્વર્ગવાસી થયાં, તેમના શુભ ગુણના સંભારણામાં મિત્રવર્ગ તરફથી રૂ. ૫૦૦૦) ની રકમ એકઠી કરી, "સૌભાગ્યવંતી કંકુબાઈ સ્મારક ફંડ" એવું નામ આપી, તે ફંડ ઈ. સ. ૧૮૮૯માં સોસાયટીના ટ્રસ્ટમાં અમુક શરતોએ સોંપવામાં આવેલું છે. તે શરતોની અન્વયે તે ફંડના વ્યાજમાંથી અમદાવાદની રા. બ. મગનભાઈની કન્યાશાળામાં માસિક રૂ. ૫)ની એક સ્કોલરશિપ તથા એ જ કન્યાશાળામાં વાર્ષિક રૂ. ૨૫)નાં પુસ્તકોનું ઇનામ આપતાં જે રકમ વધે તેમાંથી સ્ત્રીજાતિની કેળવણી પ્રસાર પામે અને સ્ત્રીઓની નીતિ તથા બુદ્ધિની તેમ જ સાંસારિક સુખસંપત્તિની વૃદ્ધિ થાય એવાં ઉપયોગી પુસ્તકો–ભાષાંતર કે સારોદ્ધાર રૂપ કે નવીન–ઇનામ આપી રચાવવામાં આવે છે. તે પ્રમાણે આજ સુધી નીચે મુજબ પુસ્તકો "સૌ. કંકુબાઈ સ્મારક ગ્રંથમાળા" ના નામથી સોસાયટીએ પ્રકટ કર્યાં છે :—

| પુસ્તક | લેખક | કીમત |
|---|---|---|
| ૧. સ્ત્રીન્નતિ વિષે વિવેચન | સં નારાયણ હેમચંદ્ર | ૦—૮—૦ |
| ૨. ગૃહવ્યવસ્થા અને આરોગ્ય-વિદ્યા | ડૉ. ત્રિભોવનદાસ મોતીચંદ શાહ | ૦—૧૦—૦ |
| ૩. મા અને દીકરી | અનુ. હરિપ્રસાદ ડાહ્યાભાઈ છત્રપતિ | ૦—૨—૦ |
| ૪. ઘરમાં વપરાતી ચીજોનું રસાયણ | નીલકંઠરાય ડાહ્યાભાઈ | ૦—૪—૦ |
| ૫ અબળા સંજીવન | અનુ. દેવશંકર મોતીરામ વ્યાસ | ૦—૮—૦ |
| ૬. છોકરાંઓની આરોગ્યતા | દોલતરામ કાશીરામ પંડિત | ૦—૬—૦ |
| ૭. સ્ત્રીગીતસંગ્રહ | કહાનજી ધર્મસિંહ | ૦—૪—૦ |

| | | |
|---|---|---|
| ૮ સ્ત્રીબોધક સતીચરિત્રો | સગુણા બાનુસુખરામ | ૦—૩—૦ |
| ૯. સંસારમાં સ્ત્રીની પદવી | ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ | ૦—૧૦—૦ |
| ૧૦ મિસ ફ્લૉરેન્સ નાઈટિંગેલનું જીવનચરિત્ર | સૌ. શારદાબહેન મહેતા | ૦—૪—૦ |
| ૧૧. સ્ત્રીઓની પરાધીનતા | અનુ. જીવાભાઈ રેવાભાઈ પટેલ | ૦—૮—૦ |
| ૧૨. પદાર્થજ્ઞાન | ચમનરાય શિવશંકર વૈષ્ણવ | ૦—૧૦—૦ |
| ૧૩. શાહેનશાહબાનુ મેરી | અનુ. મણિલાલ છબારામ ભટ્ટ | ૦—૧૨—૦ |
| ૧૪. કરકસર અને ઉદારતા | ભવાનીશંકર નરસિંહરામ | ૦—૧—૦ |
| ૧૫. શિક્ષણનું રહસ્ય | અનુ. નવલરામ જગન્નાથ ત્રિવેદી | ૦—૬—૦ |

પ્રસ્તુત પુસ્તક તે ગ્રંથમાળા ખાતે સોળમું પ્રકાશન છે.

ગુ૦ વ૦ સોસાયટી
અમદાવાદ
તા. ૧૫-૨ ૧૯૧૪

હીરાલાલ જીવણલાલ ગાંધી
આ૦ સેક્રેટરી, ગુ૦ વ૦ સોસાયટી

# પ્રસ્તાવના

'**કલાપી**'નું આ જીવનચરિત્ર કેટલાકને કદાચ ઘણું ટૂંકું લાગશે. પરંતુ કલાપીના જીવન વિશેનાં વિશ્વાસપાત્ર સાધનો અતિશય અલ્પ છે. એક બાબતનો નિર્ણય કરવા માટે પણ ઘણાં સાધનો તપાસવાની અને તેની તુલના કરવાની જરૂર રહે છે. છતાં, આ પુસ્તક લખાઈ રહ્યા પછી કેટલીક વધારે વિગતો પ્રાપ્ત થઈ છે, અને હજુ તેમાં ઉપયોગી ઉમેરો થવાનો સંભવ છે; પણ તે સર્વ, બીજી આવૃત્તિ ઉપર મુલતવી રાખું છું.

'સ્ત્રીજીવન'ના તંત્રી શ્રી. મનુભાઈ જોધાણીએ આ પુસ્તક માટેનાં કેટલાંક અત્યંત ઉપયોગી સાધનો પૂરાં પાડી મને ઉપકૃત કર્યો છે. વળી વઢવાણની સ્ટેટ કાઉન્સિલના મેમ્બર શ્રી. ભોળાનાથ-ભાઈ ઠાકર બી. એ., એલએલ. બી. એ તેમના પિતામહ સ્વ. રા. બ. પ્રાણજીવનભાઈની રોજનીશી મને વાંચવા આપી અને આ પુસ્તક માટે ઉપયોગી માહિતી લેવાની રજા આપી તે માટે હું તેમનો ઋણી થયો છું. 'આર્યાવર્તનો પ્રવાસ' એ પ્રકરણમાં આ સાધનનો ખાસ ઉપયોગ કર્યો છે.

'કલાપી'ના જીવન વિશેનું આ પ્રથમ જ પુસ્તક છે, એટલે તેમાં કેટલીક ખામીઓ રહી જવાનો સંભવ છે. તેમના સમકાલીનો પોતાના અનુભવનો અને અભ્યાસીઓ પોતાના અભ્યાસનો લાભ મને લખી જણાવીને આપશે તો તે સુધારાવધારાના મહત્ત્વના પ્રમાણમાં આની બીજી આવૃત્તિનો પ્રસંગ કદાચ વહેલો પણ આવે.

સરસ્વતી સોસાયટી,
અમદાવાદ–૭
તા. ૫–૨–૪૪

નવલરામ ત્રિવેદી

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| ૧. | લાઠીના કુમાર ... ... ... ... | ૩ |
| ૨. | રાજકુમાર કૉલેજમાં ... ... ... ... | ૧૦ |
| ૩. | આર્યાવર્તનો પ્રવાસ ... ... ... ... | ૧૮ |
| ૪. | રાજવી કવિનું ગૃહજીવન... ... ... ... | ૩૫ |
| ૫. | હૃદયત્રિપુટી ... ... ... ... | ૪૫ |
| ૬. | મુમુક્ષુ રાજવી ... ... ... ... | ૬૪ |
| ૭. | ‘કલાપી’નું સ્નેહીમંડળ ... ... ... ... | ૭૭ |
| ૮. | કલાપીની કેકા ... ... ... ... | ૯૦ |
| ૯. | કલાપીનું વ્યક્તિત્વ ... ... ... ... | ૧૨૩ |

## પ્રકરણ પહેલું

### લાઠીના કુમાર

**કાઠિયાવાડમાં** અનેક રાજ્યો છે, અને તેના અનેક રાજાઓ અત્યારસુધીમાં થઈ ગયા છે; પણ તેના એક નાના રાજ્યના એક ઠાકોરે જેવું સ્થાન ગુજરાતના સુશિક્ષિત વર્ગના હૃદયમાં છેલ્લાં ચાલીસ વર્ષથી જમાવ્યું છે તેવું સ્થાન તેના કરતાં વધારે મોટા રાજ્યના સ્વામીઓ પણ મેળવી શકયા નથી. તેનું નામ છે ઠાકોરશ્રી સુરસિંહજી તખ્તસિંહજી ગોહિલ ઉર્ફે કલાપી.

કાઠિયાવાડનાં રાજ્યો હિંદનાં બીજાં રાજ્યોની સરખામણીમાં ઘણાં નાનાં છે. તેનો ખ્યાલ આ ઉપરથી જ આવી શકશે કે આખા કાઠિયાવાડની વસ્તી વડોદરા રાજ્યના કરતાં ઓછી છે, અને મ્હૈસૂર રાજ્યના કરતાં અરધી છે. કાઠિયાવાડનાં આ નાનાં રાજ્યોમાં પ્રથમ અને બીજા વર્ગનાં રાજ્યોના હાથમાં દીવાની ફોજદારી અધિકાર લગભગ સંપૂર્ણ છે; ત્યારે તેથી ઊતરતા દરજ્જાના રાજાઓના અધિકાર ઓછા છે અને તેમની હકુમતનો પ્રદેશ પણ અત્યંત સંકુચિત હોય છે. આવું એક નાનું રાજ્ય લાઠી છે. તેની હાલની વસ્તી નવહજાર અને ચારસો માણસોની છે અને વાર્ષિક આમદાની એક લાખ અને સિત્તેર હજારની છે;[1] અને હાલાર પ્રાન્તનું તે ચોથા વર્ગનું રાજ્ય ગણાય છે.

---

1 'હૃદય ત્રિપુટી અને બીજાં કાવ્યો'નો પ્રવેશક. (ક. મા. મુનશી) પૃ. ૧૨ (ઈ. સ. ૧૯૩૯)

પણ, લાઠી નાનું રાજ્ય હોવા છતાં કલાપીના જન્મ અને જીવન સ્થાન તરીકે જેમ તે મહાન છે, તેજ પ્રમાણે તેનો ભૂતકાલ પણ ગૌરવશાલી છે.

હાલમાં ગોહિલોનું મોટું સંસ્થાન ભાવનગર છે. તે ઉપરાંત પાલીતાણા, લાઠી, વળા, મોણુપુર, જવાસા, લીમડા વગેરે સંસ્થાનો ગોહિલોનાં છે. આ સર્વ ગોહિલ રાજકુળના આદિપુરુષ સેજકજી હતા, અને સેજકજી હિંદના પ્રસિદ્ધ ઉદ્ધારક શાલિવાહનના વંશના હતા એમ કહેવાય છે; એટલે ગોહિલો પોતાને શાલિવાહનના વંશજો કહેવડાવે છે.

રાસમાળાના કર્તા ગોહિલ શબ્દની વ્યુત્પત્તિ ગો ( શક્તિ ) +ઇલા ( પૃથ્વી ) એ પ્રમાણે કરે છે. એટલે ગોહિલો પૃથ્વીનું બળ છે. ત્યારે ભાવનગરના ઇતિહાસના લેખક સ્વ. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ 'ગોહિલ' શબ્દ મૂળ ગૂહ ( ઢાંકવું ) +ઇલ ( વાળા ) એમ બતાવી, તેનો અર્થ રક્ષણ કરનાર એવો કરે છે.

ગોહિલોના આદિપુરુષ સેજકજી ઈ. સ. ૧૨૯૪માં મારવાડમાંથી કાઠિયાવાડમાં આવ્યા. જૂનાગઢના રા' સાથે લગ્ન સંબંધ જોડાવાથી અને સૌરાષ્ટ્રના રક્ષણનું કામ ઉપાડી લેવાથી સેજકજીને રા'એ ત્રણ ચોવીશીનું રાજ્ય કાઢી આપ્યું. આ સેજકજીના ત્રીજા પુત્ર સારંગજીના વંશમાં ચોવીશમી પેઢીએ આ જીવનચરિત્રના નાયક સુરસિંહજીનો જન્મ થયો હતો.

લાઠીનું રાજ્ય સ્થાપનાર દુદોજી હતા. તેમના નાનાભાઈ હમીરજી ગોહિલનું નામ ગુજરાતના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. ગુજરાતના સુબા ઝફરખાને સોમનાથ પાટણ લૂટયું ત્યારે મહાદેવના મંદિરનું રક્ષણ કરતાં વીર હમીરજી ગોહિલ મૃત્યુ પામ્યા હતા. કીર્તિસ્તંભ સમો હમીરજીનો પાળિયો આજે પણ સોમનાથના જૂના મંદિર પાસે ઊભો છે. પોતાના આ પ્રતાપી પૂર્વજ તરફ કલાપીને ઘણું આકર્ષણ હતું અને તેના વિશે તેમણે એક મહાકાવ્ય પણ રચ્યું છે.

કલાપીના પિતા તખ્તસિંહજી મહા શૂરવીર રાજા લાખાજીના બીજા પુત્ર હતા. તેમણે લાઠીની આસપાસ રંજાડ કરી રહેલા કાઠીઓને પોતાના બાહુબળથી હંફાવ્યા હતા, તેથી કહેવત પડી છે કે: ‘ચારે કોર કાઠી, ને વચ્ચે લાખાની લાઠી’. લાખાજીની પછી તેમના મોટા પુત્ર દાજીરાજ ઉર્ફે અમરસિંહ ગાદીએ આવ્યા, પણ તે થોડા સમયમાં સ્વર્ગવાસી થયા. તેમની પાછળ માત્ર એક કુંવરી જ હતાં, જેમને વઢવાણના ટૂંક મુદત રાજ્ય ભોગવ્યા છતાં અપૂર્વ શક્તિશાલી રાજ્યકર્તા તરીકેની નામના મેળવી જનાર દાજીરાજની સાથે પરણાવ્યાં હતાં. એટલે લાઠીની ગાદી અમરસિંહ પછી તેમના નાના ભાઈ તખ્તસિંહજીને મળી. તખ્તસિંહજીને ત્રણ કુમારો હતા: ભાવસિંહજી, સુરસિંહજી અને વિજયસિંહજી. તેમાંથી ભાવસિંહજી રાજકોટની રાજકુમાર કૉલેજમાં અભ્યાસ કરતા હતા તે સમય દરમ્યાન મૃત્યુ પામવાથી સુરસિંહજી રાજ્યના વારસ થયા. તખ્તસિંહજી પણ કલાપીને નાના મૂકી મરણ પામ્યા એટલે એજન્સી તરફથી રાજ્ય ઉપર મેનેજમેંટ થયું હતું. થોડા સમયમાં કલાપીનાં માતુશ્રી રાયબા જે ગોંડળ ભાયાત ગણોદ દરબારનાં કુંવરી હતાં તે પણ સ્વર્ગવાસી થયાં. આ પ્રમાણે કલાપીએ નાની વયમાં જ માબાપનું સુખ ખોયું. કલાપીની સંભાળ લેવાનું કામ હવે એજન્સી તરફથી નિમાયેલા મેનેજરો અને તેમના ખાનગી શિક્ષક ત્રિભોવન જગજીવન જાનીના હાથમાં આવ્યું.

લાઠીના મેનેજર તરીકે એજન્સીએ પ્રથમ બહેરામજી કડાકા નામના પારસી અમલદારને નીમ્યા હતા. આ સમયે તે ઝીંઝુવાડાના મેનેજર તરીકે હતા, પણ ત્યાં તેમને મધુપ્રમેહ થયો અને તેમાંથી કેન્સર થયું એટલે સારવાર માટે રાજકોટ રજા ઉપર આવ્યા હતા. બહેરામજીને વાઢકાપ કરાવવી પડી અને તેથી લાંબો વખત ઇસ્પિતાલમાં રહેવું પડયું, એટલે કામચલાઉ પોલિટિકલ એજન્ટ કર્નલ વૉટ્સને આશારામ દલીચંદ શાહની લાઠીના કામચલાઉ મેનેજર તરીકે નિમણુક કરી. આશારામે લાઠીના મેનેજર તરીકેનો હોદ્દો ઇ. સ.

૧૮૮૬ ના જુલાઈ માસમાં સંભાળી લીધો, અને તે જગ્યા પર ઈ. સ. ૧૮૯૨ ના અંત સુધી તે રહ્યા.

આશારામ શાહનું નામ 'ગુજરાતી કહેવત સંગ્રહ' ના લેખક તરીકે જાણીતું છે, તે કરતાં અમદાવાદના પ્રસિદ્ધ એડવોકેટ શ્રી. મૂળચંદભાઈ અને મુંબઈ હાઈકોર્ટના ન્યાયમૂર્તિ સ્વ. લલ્લુભાઈના પિતા તરીકે તેમને કદાચ વધારે ગુજરાતીઓ ઓળખતા હશે.

આશારામ સ્વામિનારાયણ સંપ્રદાયના હતા, અને લાઠીમાં મેનેજર તરીકે નિમાયા તે પહેલાં કાઠિયાવાડના કેળવણી ખાતામાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે કામ કરતા હતા. સર પ્રભાશંકર પટ્ટણી, બેરિસ્ટર દલપતરામ ભગવાનજી શુકલ, મોરબીના ઠાકોર વાઘજી વગેરે નામાંકિત ગુજરાતીઓ પોતાને આશારામના શિષ્યો કહેવડાવવામાં ગર્વ લેતા. એટલે આવા કુશળ કેળવણીકારના હાથમાં લાઠીનો કારભાર આવ્યો તે બાળ કલાપીનું સદ્‌ભાગ્ય ગણાય.

કલાપીએ પિતા અને માતાનું સુખ નાનપણમાં ખોયું હતું, અને તેમને અપરમાતાઓ હતી; એટલે દેશી રજવાડાઓમાં જે રાજખટપટ હોય છે તેનો પરિચય કલાપીને નાનપણથી જ થયો હશે. આ કારણોથી તેમના સ્વભાવમાં જે વૈરાગ્યવૃત્તિ હતી તેને નાનપણથી જ પોષણ મળ્યું હશે એમ લાગે છે. કલાપીનો સ્વભાવ નાનપણથી જ વૈરાગ્યવૃત્તિવાળો હતો.

"કલાપીના સંવાદો છે તેમાં એમના જીવનનું પ્રતિબિંબ છે. એમની માતા એ મોટા થયા ત્યારે કહેતાં: 'નાનો હતો ત્યારે તું આવો હતો, આમ કરતો, આમ બોલતો' વગેરે. અને આ બધું સાંભળીને તથા બીજી બોધપ્રદ વાતો જે તેમણે નાનપણમાં સાંભળેલી એ બધાના પરિણામરૂપે તેમણે પોતાના સ્વતંત્ર સિદ્ધાન્તો એ સંવાદોમાં ચર્ચ્યા છે."[1] આ દષ્ટિથી કલાપીના 'મેનાવતી અને

---

૧ ભાનુશંકર હૃદયશંકર ઓઝા. 'કૌમુદી'–કલાપી અંક પૃષ્ઠ ૬૩.

ગોપીચંદ' ના સંવાદમાં ગોપીચંદના બાલ્યકાળનું વર્ણન છે તે જોવા જેવું છે.

"તું યોગભ્રષ્ટ થયેલો કોઈ યોગી છે...ગોપીચંદ, તું જન્મ્યો ત્યારે સ્તનપાન કરતો નહોતો; અમે બધાં ગભરાયાં. જોશીએ કહ્યું કે 'કાંઈ ચિંતા નહિ, બીજાં કોઈ બાળકને ધવરાવો એટલે કુમાર ધાવશે.' અમે એમ કર્યું અને તું ધાવવા લાગ્યો. બાળકનો સ્વભાવ તો એક સ્તન પોતાના હાથથી ઢાંકીને બીજાને ધાવવાનો. તેમાં તારી આ રીતિથી સૌને કૌતુક થયું. તું મોટો થયો ત્યારે પણ અન્યને ખવરાવીને ખાતો, અન્યને રમકડાં આપીને રમતો. સૌ કહેતાં કે તું ચક્રવર્તી રાજા થશે. તું પછી ભણવા બેઠો ત્યારે ઘણી વખત તારા ગુરૂઓ તને શિક્ષા કરતા અને મને કહેતા કે તું ભણવાનું ભણતો નથી, અને બીજું જ કાંઈ વાંચ્યા કરે છે. તું ઘણી વખત મોટા માણસો પણ સમજી શકે નહિ તેવું સમજી શકતો, છતાં બાળકો સમજી શકે તેવું કેટલુંક સમજી શકતો નહિ. મેં પણ તને ઘણીવાર પુસ્તક હાથમાં લઇને કોઈ વિચારમાં મગ્ન થઈ બેઠેલો જોયો છે.

"હું તને પૂછતી કે તું શું કરે છે? ઉંઘમાંથી ઊઠતો હોય એમ તું કહેતો કે 'મને સ્વપ્ન આવે છે.' તું સ્વપ્નામાં યોગીઓની જમાતો અને જંગલો જોયા કરતો. કોઈ વખત વળી તું અપ્સરાઓ વગેરે દિવ્ય મહેલો અને બગીચા આનંદથી આકાશમાં આંખ ખોડી રાખી નિહાળતો; પૃથ્વી પર ન હોય એવા પદાર્થોનાં તને આમ જાગતાં અને નિદ્રામાં સ્વપ્ન થયાં કરતાં. તું તો હસી હસીને એ બધું મને કહેતો પણ મને ગુરૂનાં વચનો યાદ આવ્યા કરતાં અને ઘણીવાર રડી પડતી. તને ચિંતા, ફિકર કોઇપણ કાર્યનો બોજો, બિલકુલ ગમે નહિ એવો તારો વિલાસી સ્વભાવ જોઇને મને બહુ દુઃખ થતું અને તને સુધારવા બહુ બહુ રીતે યત્ન કરતી, પણ બધું ફોકટ."[૧]

---

૧ 'કાશ્મીરનો પ્રવાસ, કલાપીના સંવાદો અને સ્વીડનબોર્ગના ધર્મવિચારો.' પૃ. ૧૨૪–૧૨૫.

આ ગોપીચંદનું વર્ણન કલાપીના પાછળના સમયના સ્વભાવ-ની જે હકીકતો આપણે જાણીએ છીએ તે પરથી કલાપીના જ બાળ-સ્વભાવનું વર્ણન હોય એમ માનવામાં કાંઈ હરકત લાગતી નથી. કલાપીએ મેથ્યુ આર્નોલ્ડના કાવ્ય To a Gipsy Child નું ભાષાન્તર 'સમુદ્રથી છંટાતું બાળક' એ નામથી કર્યું છે તેમાં જે બાળકનું વર્ણન આવે છે તે આ યોગભ્રષ્ટ આત્માના સ્વભાવ સાથે એવું મળતું આવે છે કે આ કાવ્યનું ભાષાન્તર પણ કલાપીએ પોતાની બાલ્યાવસ્થાનું જ તેમાં સામ્ય જોવાથી કર્યું હશે એમ લાગે છે.

કલાપીના સ્વભાવ વિશેની આ માન્યતાને તેના પોતાના પત્રોમાંથી એવો ટેકો મળે છે, કે આ અનુમાન વિશે કાંઈ શંકા રહેતી નથી.

'મને મારી પોતાની ખાતર રાજ્ય કરવા પાછું આવવાનું મન થશે, એમ હું ધારી શકતો નથી. કોઈ દુઃખથી, કોઈ ક્ષણના વિચારથી હું રાજ્ય છોડી જતો હોત તો એ ધાસ્તી રહેત; પણ એમ નથી. મને કાંઈ વિચાર કરવાની શક્તિ ન હતી ત્યારની આ ઇચ્છા છે, અને અનેક ઇચ્છાઓ, વિચારો ફરી ગયા છતાં તે તેવી ને તેવી જ રહી છે, વધતી ગઈ છે. એટલે આ ધારણા એક તોર જેવી નથી.'[1]

કલાપીનો જન્મ ઇ. સ. ૧૮૭૪ના ફેબ્રુઆરીની ૨૬મી તારીખે થયો હતો. કલાપી પોતાનો જન્મદિવસ દેશી તીથિ પ્રમાણે ગણતા હતા, અને તે માઘ સુદિ નવમી, સંવત્ ૧૯૩૦. ઠાકોર સાહેબ તખ્તસિંહજીના અવસાન પછી આશારામ ઇ. સ. ૧૮૮૬માં મેનેજર નિમાયા, એટલે કલાપીનું વય પિતાના મૃત્યુ સમયે બાર વર્ષનું હશે. શ્રી. મૂળચંદ આશારામે લખ્યું છે કે તેમના પિતા મેનેજર નિમાયા તે પછી થોડા સમયે કલાપીનાં માતુશ્રીનું પણ અવસાન થયું. આ

૧. 'શ્રી કલાપીની પત્રધારા.'
સ્વ. ગોવર્ધનરામ ઉપરનો પત્ર, પૃ. ૪૨૩

ઉપરથી કાંઈક માહિતી મળે છે, પણ તે બરાબર નથી. પરંતુ કલાપીએ પોતે જ લખ્યું છે: 'મ્હારાં મા ગુજરી ગયાં ત્યારે હું ચૌદ વર્ષનો હતો, ત્યાંસુધી તો અલમસ્ત હતો. તે ઉપરથી મને આ વિચાર આવે છે. મારા બાળક મિત્રો બાળક મનથી રાજ્યના, સત્તાના વિચારો કરતા, ત્યારે હું મારા જંગલના વિચારો કરતો. એ વિચાર ગાંડા છે, ન બની શકે તેવા છે, એવું મને ત્યારથી તે આજ સુધી કદી લાગ્યું નથી. હું પરણ્યો...લગ્નના સુખમાં પણ મને એ વિચાર નહોતો આવતો એવું બન્યું નથી; પરંતુ એ વિચાર બહાર મુકીશ તો સૌ મને ગાંડો કહેશે અને થવાનું કાંઈ નથી એમ ત્યારે મને લાગતું. થોડા સમય પછી હું મુસાફરીએ ગયો ત્યાં પ્રથમ એ વિચાર મેં બહાર મૂકયો—લીંબડી ઠાકોર સાહેબ પાસે'.[૧]

આ સર્વ ઉપરથી કલાપીના ચારિત્ર્યનું મુખ્ય લક્ષણ સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે. રાજા થવા માટે જન્મેલા આ રાજકુમારના હૃદયમાં નાનપણથી જ વૈરાગ્ય તરફ સ્વાભાવિક અને અસાધારણ આકર્ષણ હતું. પ્રકૃતિ અને માનવપ્રેમ માટે તેમનું હૃદય સતત તલસતું હતું, અને તેથી તેમણે ટૂંકી જિંદગીમાં પણ ઠીક ઠીક પ્રમાણમાં પ્રવાસ કર્યો હતો અને અનેક મિત્રો કર્યાં હતા.

ચૌદમે વર્ષે માતાનું મૃત્યુ થયું અને પંદરમે વર્ષે તે બે પત્નીઓને વર્યા અને માતાનો 'અલમસ્ત' પ્રેમી દાંપત્ય પ્રેમમાં પણ અનેરી ઝલક દાખવી ગયેલ છે. વળી શોભના સાથેના પ્રણયની કથામાં રોમાંચક તત્ત્વ પણ છે. આ બધું છતાં પણ, અને કવિ તથા રાજવી તરીકે જગતની સમક્ષ પ્રકાશવા છતાં, કલાપી એક મુમુક્ષુ હતા એમ કહીએ તો જ તેમના ચારિત્ર્યનું સાચું મૂલ્યાંકન કર્યું ગણાય.

---

૧. 'શ્રી કલાપીની પત્રધારા'
તાત્યા સાહેબને પત્ર પૃ. ૪૫૩–૫૪

## પ્રકરણ બીજું

## રાજકુમાર કૉલેજમાં

**આઠ વર્ષની** વયે સુરસિંહજીને રાજકોટની રાજકુમાર કોલેજમાં અભ્યાસ માટે દાખલ કરવામાં આવ્યા.

'રાજકુમાર કૉલેજ' એવું મોટું નામ સાંભળી અજાણ્યા વાંચકો ભુલાવો ખાય નહિ તે માટે કહેવું જોઇએ કે ત્યાં માત્ર હાઈ-સ્કૂલ સુધીનું જ શિક્ષણ આપવામાં આવે છે. ગુજરાતી પ્રાથમિક ધોરણથી શરૂ કરી મેટ્રિક સુધીના અભ્યાસની વ્યવસ્થા ત્યાં છે, પણ તેમાંથી મેટ્રિક પાસ થઈ ઘણા જ થોડા રાજકુમારો બહાર પડયા છે. કલાપીએ લખ્યું છેઃ " 'કોલેજ' એ શબ્દ બહુ મોટો લાગે છે, તે 'રાજકુમાર કોલેજ'માં મે અભ્યાસ કર્યો છે. આ કોલેજમાં બહુ જ થોડું શિખવવામાં આવે છે. આ કોલેજમાંના શ્રેષ્ઠ કુમારનું જ્ઞાન માત્ર પાંચમા ધોરણ સુધીનું કહેવાય."[1] તે જ પ્રમાણે સ્વ. ગોવર્ધન-રામ ઉપરના પત્રમાં કલાપીએ લખ્યું હતું: 'રાજકુમાર કોલેજમાં મેં અભ્યાસ કર્યો છે તે નામનો જ છે. રાજકુમાર કોલેજ ભણાવે તેટલું જ ભણનાર તો બહુ જ થોડું ભણે છે. આ કોલેજમાં ભણનારને વિદ્યાથી ભાગ્યેજ પ્રીતિ હોય છે, એ દેશનાં નસીબની વાત છે. હજી રાજાઓની આંખ ઉઘડતી નથી. કુમારોને નથી સારી સોબત મળતી કે નથી સારો અભ્યાસ થતો'.[2]

---

૧ - શ્રી કલાપીની પત્રધારા ' સ્વ. મણિલાલ નભુભાઈ ઉપરનો પત્ર પૃ. ૧૧-૧૨

૨ એજ પુસ્તકમાં ગોવર્ધનરામ પર પત્ર, પૃ. ૪૦૮

ઈ. સ. ૧૮૮૨ના જૂનની ૨૨મી તારીખે સુરસિંહજી આ કૉલેજમાં દાખલ થયા હતા. તે સમયે ચેસ્ટર મૅકનૉટન પ્રિન્સિપાલ હતો. મૅકનૉટને પોતાના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલાં વ્યાખ્યાનોનાં ભાષાન્તર રૂપે એક બે પુસ્તકો ગુજરાતીમાં પ્રકટ થયાં છે. તેમાંના એક 'વહેવારોપયોગી વચન'નું ભાષાન્તર ઈડરના મહારાજા શ્રી. કેસરીસિંહે કર્યું હતું. આ પુસ્તકનું અવલોકન કરતાં સ્વ. મણિલાલ નભુભાઈએ ટીકા કરી હતી તે રાજકુમાર કૉલેજની શિક્ષણપ્રણાલી ઉપર માર્મિક કટાક્ષ રૂપે હોઈ ખાસ ઉલ્લેખનીય છે. તેમણે લખ્યું હતું: "'વર્ષ પૂર્ણ થયું' એ વિષયના વ્યાખ્યાનમાં ગતવર્ષે કોઈનું રાજકોટમાં તોફાન સાથે ખૂન થયેલું તેનું સ્મરણ કરાવી વ્યાખ્યાનકાર, ભવિષ્યમાં ક્ષત્રિયત્વના સાચવનાર શ્રોતાઓને સંબોધે છે કે 'એ બજારમાં, આ બનાવ બનતાં પહેલાં અને તે પછી તમે વારેવારે ગયા આવ્યા છો, અને તે વખતે તમે ત્યાં હોત તો તમારૂં શું થાત તે વિષે પણ વિચાર કરો.' એક સીપાઈએ ઝનુનમાં આવી તોફાન કર્યું, અને કોઈનું ખૂન કર્યું તે પ્રસંગે ક્ષત્રિય બચ્ચાઓ હાજર હોત તો 'અમારૂં શું થશે?' એવા બાયલા વિચારનો જ આશ્રય કરે."[૧]

આ મૅકનૉટન સાહેબનું નામ તેમના વિદ્યાર્થીઓએ 'ભાભો' શાથી પાડયું હશે, તે હવે સમજી શકાશે. તેમનું કામ વિદ્યાર્થીઓને સાધારણ અંગ્રેજી શીખવવું, જેમ બને તેમ રજા ન આપવી, અને શિસ્ત જાળવવી એવું હોય એમ લાગે છે. વિદ્યાર્થીઓ મોટે ભાગે નાનપણમાં જ પરણેલા હતા, અને તેથી હરેક બહાને ઘેર જવા માટે આ 'ભાભા'ને પજવતા હતા. દિવાળીમાં તો રજાઓ પડે, પણ પરણેલા કુમારોએ હોળીમાં ઘેર જવું જ જોઈએ એવી જુંબેશ પણ એક વખત કલાપી અને તેમના મિત્રોએ ચલાવી હતી, જોકે તેમાં તેમને ફતેહ મળી ન હતી. એક બીજી જુંબેશ તો એના કરતાં પણ વધારે મોટી હતી. પરણેલા કુમારોને પોતાની પત્નીઓની સાથે

૧ સુદર્શન ગદ્યાવલિ, પૃ. ૯૨૯

શહેરમાં પોતપોતાના ઉતારાઓમાં રહેવાની રજા આપવી જોઇએ, અને તેઓ માત્ર કૉલેજમાં ભણવા જ આવે, એ માટેના પ્રયાસમાં સુરસિંહજીએ ઉત્સાહથી ભાગ લીધો હતો. એજન્સી અમલદાર ફેરિસ સાહેબને આ માટે સુરસિંહજી મળ્યા હતા અને તેને પરિણામે તા. ૧૨મી ઑગસ્ટ ૧૮૯૦ના રોજ કૉલેજની કમિટી આ વિશે વિચાર કરવા મળી હતી. પણ તેનું પરિણામ કાંઈ આવ્યું હોય એમ લાગતું નથી. પરંતુ સુરસિંહજીના પોતાના સંબંધમાં ખાસ બંદોબસ્ત કરવાની રજા મળી હતી. તે પ્રમાણે તેમણે આખો દિવસ લીંબડીના ઉતારામાં રહી કૉલેજમાં માત્ર ૭ કલાક ભણવા જવું એવો હુકમ સત્તાવાળાઓ પાસે લખાવ્યો હતો. તેમને નવ મહિના સુધી આ પ્રમાણે રહેવાનું થાય તેમ હતું. તે પ્રમાણે ૧૮૯૦ના સપ્ટેમ્બરની આખરે તેમણે પોતાની બન્ને રાણીઓને લાઠીથી રાજકોટ બોલાવવા માટે બંદોબસ્ત કર્યો. તેમણે રાજારાણી તરીકે નહિ પણ ગૃહસ્થ તરીકે રહેવાનું હતું. તે માટે સુરસિંહજીએ વિગતવાર વિચાર કર્યો હતો, જેમાં 'ત્રણ ભેંસો' રાખવાનો અને ત્રણ છોડીયું અને એક ખવાસનો પણ સમાવેશ થતો હતો. આ ત્રણ 'છોડીયું' માં 'બીચારી મોંઘી આવે તો ઠીક' એમ પણ અભિપ્રાય દર્શાવ્યો હતો.

અહીં એ જણાવવું આવશ્યક છે કે, કૉલેજમાં હતા તે સમયમાં જ, ઇ. સ. ૧૮૮૯ ના ડિસેમ્બરની પહેલી તારીખે કલાપીનાં લગ્ન રોહા અને કોટડા સાંગાણીની કુંવરીઓ સાથે થઈ ગયાં હતાં.

સુરસિંહજી સવારમાં કસરત કરતા હતા, અને આખો દિવસ અભ્યાસમાં મગ્ન રહેતા; કૉલેજના વાર્ષિક ઉત્સવમાં પણ તે ઉત્સાહથી ભાગ લેતા હતા; તેથી પ્રિન્સિપાલ મૅકનૉટનનો તેમની ઉપર સારો ભાવ હતો. તેને લીધે તેઓ પોતાને માટે આ પ્રકારની ગોઠવણું નક્કી કરાવી શક્યા હશે. તે પ્રમાણે તેઓ રાજકોટમાં રહ્યા કે નહિ તે વિશેની માહિતી મને મળી શકી નથી.

કૉલેજમાં સુરસિંહજીએ કેટલાક મિત્રો કર્યા હતા તેમાં નાંદોદના કુંવર દિગ્વિજયસિંહજી અને શિવસિંહજી મુખ્ય હતા. દિગ્વિજયસિંહજી ગોહિલ હતા એટલે કલાપીને ભાઇ કહેતા હતા.

રજાઓમાં કલાપી લાઠી આવતા અને મેનેજરના સમવયસ્ક પુત્રો મૂળચંદભાઈ અને લલ્લુભાઈની સાથે ખાસ કરીને ટેનિસની રમત રમતા હતા. દર વેકેશનમાં લગભગ દરરોજ સવારે તથા સાંજે ટેનિસ રમતા હતા, અગર ઘોડેસ્વાર થઈ સાથે ફરવા જતા હતા ટેનિસનો તેમને ઘણો શોખ હતો અને તેથી લાઠીમાં જ્યારે રમનારાઓની પૂરતી સંખ્યા થઈ ત્યારે તાબડતોબ ટેનિસ કોર્ટ બનાવરાવ્યો અને તાર કરી મુંબઈથી રમતનો સામાન મંગાવ્યો હતો. તેમને સાદાઈ પસંદ હતી, અને આડંબરનો તિરસ્કાર હતો, છતાં તેમના શોખ ઊંચી ભૂમિકાના હતા, અને તેથી પોતાની વપરાશના જીન, ગાડી, ઘોડા વગેરે દરેક ઊંચા પ્રકારનું હોય એવી કાળજી રાખતા હતા.[1]

એક વખત, શ્રી. મૂળચંદભાઈની માગણીને માન આપી સુરસિંહજી સૌની સાથે ઇ. સ. ૧૮૮૮ની નાતાલની રજામાં ગઢડે ગયા હતા, અને ત્યાં સૌએ ચાર દિવસ ઘણા આનંદમાં ગાળ્યા હતા. તે વખતે તેમણે વિદ્વાન્ સંતોનો સદ્બોધ સાંભળ્યો હતો અને સંગીતકલાવિશારદ સાધુશ્રી કૃષ્ણદાસજીના મુખેથી હરિકીર્તનો સાંભળવાનો લાભ મેળવ્યો હતો. શ્રી. મૂળચંદભાઈ આ સિવાય, ઉપર કહેલા લેખમાં બીજી પણ માહિતી આપે છે કે, કૉલેજના પ્રિન્સિપાલની સૂચનાને માન આપીને તે ૧૮૮૮ના ઉનાળાની રજાઓ દરમ્યાન મહાબળેશ્વર ગયા હતા અને તેમની સાથે, એક જ બંગલામાં વડિયાના મહૂર્મ બાવાવાળા પણ રહ્યા હતા.

કૉલેજમાં અભ્યાસ કરતા હતા તે સમયે શ્રી ત્રિભુવન જગજીવન જાની કલાપીના ખાનગી શિક્ષક તરીકે કામ કરતા હતા.

---

૧. ઠાકોરશ્રી સુરસિંહજી: કેટલાંક સ્મરણો. શ્રી મૂળચંદ આશારામ શાહ. ૧૧ મા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનનો હેવાલ

આ પ્રમાણે દરેક કુમાર પોતાને માટે ખાનગી શિક્ષક રાખતા હતા, અને રજાઓમાં પણ તે તેમની સાથે જ રહેતા. સુરસિંહજીનાં માતુશ્રીએ મરતી વખતે આ જાની માસ્તરને તેમની ભલામણ કરી હતી. તે અંગ્રેજી તો ચાર પાંચ ચોપડી જ ભણ્યા હતા, પણ ઘણા હોશિયાર અને ઉદ્યોગી હોવાથી તેમણે ખાનગી રીતે સારું શિક્ષણ સંપાદન કર્યું હતું. તે ગુજરાતી, અંગ્રેજી અને ફારસીનું સારું જ્ઞાન ધરાવતા હતા. તેમના પર મેકનોટનની ઘણી અસર હતી. આવા લાયક ગુરુની અસરથી કલાપીની ઉપર શરૂઆતથી જ સારા સંસ્કાર પડયા. આ જાની માસ્તર રાજ્યના જૂના અને વફાદાર નોકર હતા, અને કલાપીને તેમના તરફ ઘણો સદ્‌ભાવ હતો; છતાં ઇ. સ. ૧૮૯૧ માં કલાપીએ કૉલેજના પ્રિન્સિપાલ મારફત જાનીને ત્રણ મહિનાનો પગાર આપીને નોકરીમાંથી છૂટા કર્યા. કલાપીના બાળમિત્ર અને સંગાથી શ્રી. મૂળચંદ શાહ આ સંબંધમાં લખે છેઃ ‘ આ બનાવથી ઠાકોર સાહેબ સ્વતંત્ર અને વાજબી સલાહ આપનાર વિનાના થયા.’ જાનીને ખસેડવા કલાપી ખુશી ન હતા, પરંતુ તેમનો સ્વભાવ અતિશય નરમ હતો એટલે લગ્ન પછી પોતે ‘ જે નવા વાતાવરણમાં મૂકાયા તેમાંની કોઈ વ્યક્તિને જાની માસ્તરની હાજરી નહિ ગમી હોય’[1] તેથી તેમને ખસેડવામાં આવ્યા. છતાં કલાપી જીવ્યા ત્યાંસુધી જાની માસ્તર તરફ તેમણે સતત લાગણી રાખી હતી, અને પ્રસંગોપાત્ત તેમને આર્થિક મદદ પણ કરી હતી.

આ પછી કલાપીના શિક્ષક તરીકે એન. બી. જોશીને નીમવામાં આવ્યા. તે બી. એ., એલએલ. બી. હતા, અને અંગ્રેજી

૧. ઠાકોરશ્રી સુરસિંહજીઃ કેટલાંક સંસ્મરણો. શ્રી મૂળચંદભાઈ આશારામ શાહ.

શ્રી. મૂળચંદભાઈએ ૧૮૯૧ની સાલ આપી છે, પણ કલાપીએ ૨૨-૯-૧૮૯૦ ના એક પત્રમાં લખ્યું છે કે, ‘ માસ્તરને રજા મળી ગઈ છે.’ તે પરથી લાગે છે કે શ્રી. મૂળચંદભાઈ નો અહીં સ્મૃતિદોષ થયો હશે.

સાહિત્યના સારા અભ્યાસી હતા. તેમના પરિચયથી કલાપીને શેલી, વર્ડ્ઝવર્થ વગેરે અંગ્રેજી કવિઓનાં કાવ્યોનો સારો અભ્યાસ થયો, જેનું પરિણામ તેમનાં કાવ્યોમાં પણ દેખાય છે. આ જોશી માસ્તર ઉપર કલાપીએ જગન્નાથપુરીથી તા. ૨૨-૧-૧૮૯૨ના રોજ એક પત્ર લખ્યો હતો, જે 'કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન' એ નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો.

સુરસિંહજીએ ઇ.સ. ૧૮૯૧માં કૉલેજ છોડી.તેમની આંખો ખરાબ હતી, એ તેમણે કૉલેજ વહેલી છોડી તેનું એક કારણ હતું. તેમને આંખમાં ખીલ હતા, અને તે માટે ઇ. સ. ૧૮૮૭ ના ઉત્તરાર્ધમાં તે આંખોની દવા કરાવવા માટે મુંબઈ ગયા. ત્યાં ચર્નીરોડ સ્ટેશનની સામે આવેલા સર આદમજી પીરભાઈ સેનિટેરિયમમાં, મહેમાનો માટે અલગ રાખવામાં આવતો હતો તે ભાગમાં, તે રહ્યા હતા. મુંબઈના આ નિવાસ દરમ્યાન જાની માસ્તર તેમની સાથે હતા. તેમની સારવાર તે સમયના સુવિખ્યાત આંખના દાક્તર મેકોનોકી કરતા હતા. મુંબઈના આ નિવાસ દરમ્યાન કલાપીને શ્રી. મૂળચંદ-ભાઈ શાહ જે એલ્ફિન્સ્ટન કૉલેજ હૉસ્ટેલમાં રહેતા હતા તેમને વારંવાર મળવાનું થયું હતું, અને સર આદમજી પીરભાઈના મિત્રો સાથે પણ તેમને મૈત્રીસંબંધ બંધાયો.

શ્રી. મૂળચંદભાઈ એ તેમનાં સંસ્મરણોમાં આ સમયે કલાપી મુંબઈમાં લગભગ ચાર માસ રહ્યા હતા એમ લખ્યું છે. પણ કલાપીના પત્રો વાંચતાં તે સાત મહિના રહ્યા હતા એમ લાગે છે. બીજી વખત આંખની દવા કરાવવા ૧૮૯૦ના ઑગસ્ટમાં તેમણે નિશ્ચય કર્યો ત્યારે લખ્યું હતુંઃ 'આ વખતે હું ગઈ વખતની માફક સાત માસ મુંબઈમાં રહીશ નહિ, કારણ કે મારો જીવ લાઠીમાં છે. મારું જે કામ છે તે થયું, એટલે મુંબઈમાં એક મિનિટ રહીશ નહિ.'

તેમનું મુંબઈમાંનું કામ દવા કરાવવાનું હતું એ તો ખરું જ,

પણ તેથી યે વધારે મોટું અને ખરું કામ તો ડૉ. મૅકૉનૉકીનું સર્ટિફીકેટ મેળવવાનું હતું.

એક બાજૂ આંખો ખરાબ હોવાથી વંચાતું નહિ, અને બીજી બાજૂ સાંસારિક ઉપાધિઓ એ બન્ને કારણોથી કલાપી હવે કૉલેજ છોડવાનો નિશ્ચય ઉપર આવ્યા હતા. પણ 'ભાભો' એમ સહેલાઈથી માનતો ન હતો. તેથી તેમણે ધોરણસર ઉપાય લેવાનું નક્કી કર્યું. 'મુંબઈ જવું એ સારૂં છે કે નહિ તેનો વિચાર મેં ને પરમમિત્ર શિવસિંહજીએ પૂરેપૂરો કર્યો છે. તો આખરે એમ નક્કી થયું છે કે ત્યાં જવું, અને ત્યાંથી ડૉકટર પાસેથી સર્ટિફીકેટ લેવું, અને એક રિપોર્ટ કરાવવો કે હવે મારાથી વંચાતું નથી તેથી કૉલેજમાં જવું નકામું છે. આવી જ રીતે અને આજ ડૉકટરના[1] આવાજ રિપોર્ટથી બે કુંવરો કૉલેજમાંથી છૂટયા છે. મને વિચાર થાય છે કે જો હું કાંઈ નહિ કરૂં ને મૅકનૉટન ઉપર આધાર રાખીશ તો મારે કૉલેજમાં એક વર્ષ રહેવું પડશે.' ( તા. ૨૬ ઑગસ્ટ ૧૮૯૦ )

આ પછી એક વર્ષે ઈ. સ. ૧૮૯૧ના ઓગસ્ટની ૧૪મી તારીખે તેમણે કૉલેજ હમેશને માટે છોડી.

રાજકોટ નિવાસના છેવટના ભાગમાં, આંખો ખરાબ હોઈ વંચાતું ન હતું ત્યારે, ત્યાંના અત્યારના પ્રસિદ્ધ વકીલ શ્રી. હરિશંકર પંડયાએ તેમના 'રીડર' તરીકે કામ કર્યું હતું. તેથી કલાપીને બેવડો લાભ થયો. થોડું ભણેલ કલાપીએ વધારે ભણેલ પંડયા પાસેથી વંચાવીને જ્ઞાન મેળવ્યું તેથી તેમને સમજાયું પણ સારી રીતે અને આંખો ખરાબ હોવા છતાં તેમનો વિશાળ અભ્યાસ ચાલુ જ રહ્યો.

કૉલેજમાં હતા તે સમયની એક રમૂજી હકીકત કલાપીના લાંબા સમયના સહવાસી ભાનુશંકર રૂપશંકર ઓઝાએ કહી છે.

" કલાપી બાળક હતા ત્યારે કોઈ પશુ પંખીનો સ્વર સાંભળે

---

૧ ડૉ. મૅકૉનૉકી.

તો તરત તેનું અનુકરણ કરી શકતા, ને તેના જેવો જ સુંદર ધ્વનિ કાઢી શકતા.

રાજકુમાર કૉલેજમાં આવી તેમની ટેવને લીધે ઘણાયે કુમારો તેમની પાછળ પાછળ ફર્યા કરતા. એવી આશામાં કે કાંઈક નવું સંભળાવશે. મૅકનૉટન સાહેબે એવું બધું બંધ કરવા કલાપીને કહ્યું. 'કોઈ પણ કુમાર તારી પાછળ આવે તોયે તારે તો એક શબ્દ પણ મ્હોમાંથી ન કાઢવો, પછી એ એમની મેળે ચાલ્યા જશે.' આ હુકમ છતાંયે ઘણા કુમારો તેમની સાથે રહેતા. એકવાર એક પંખીનો મધુર સ્વર તેમને કાને અથડાયો, ને તેમની સ્વાભાવિક વૃત્તિ જાગી. હુકમ તો ન તોડાય; વ્યસન પણ ન છોડાય, એટલે તેમણે મ્હોં ઉઘાડયા વગર નાકમાંથી એવો સ્વર કાઢયો કે બધા છક થઈ ગયા. મૅકનૉટન સાહેબે એ સાંભળ્યો, એકદમ આવ્યા ને [બધુંજાણી] કહ્યું: 'ખરેખર ! તું કોઈ અજબ છે. તારી સ્વાભાવિક વૃત્તિઓને હું તો શું પણ પ્રભુયે ન રોકી શકે. આજથી તને પાછી છૂટ આપું છું.[1]"

---

૧. 'કૌમુદી': કલાપી અંક

## પ્રકરણ ત્રીજું

### આર્યાવર્તનો પ્રવાસ

**કૉલેજ** છોડયા પછી જ કલાપીનો ખરો અભ્યાસ શરૂ થયો.

એજન્સીએ સ્વીકારેલા ધોરણ પ્રમાણે કલાપીને કૉલેજનો અભ્યાસ પૂરો કર્યા પછી હિંદના પ્રવાસે મોકલવામાં આવ્યા. તેમની સાથે તેમના પરમ મિત્ર બગસરાના ભાગીદાર હડાળાના દરબાર વાજસૂરવાળા, જેમને કલાપીએ પોતાના પત્રોમાં ગીગાભાઇને નામે ઉલ્લેખ કર્યો છે તે હતા. બન્નેના વાલી તરીકે એજન્સીએ વઢવાણના રાવબહાદુર પ્રાણજીવન વિશ્વનાથ ઠાકરની નિમણુક કરી હતી. રા. બ. પ્રણજીવન આ વખતે વડિયામાં મેનેજર તરીકે કામ કરતા હતા, ત્યાં તેમને કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ કર્નલ હેન્કોક તરફથી ૩જી ઓગસ્ટ ૧૮૯૧ ના રોજ આજ્ઞા મળી કે તેમણે લાઠીના ઠાકોર સાહેબ સુરસિંહજી અને બગસરાના ભાગીદાર વાજસૂર વાલેરાવાળાને લઇને હિંદના પ્રવાસે નીકળવું. તે પ્રમાણે ૧૮૯૧ના ઑકટોબરની પહેલી તારીખે રાજકોટ મુકામેથી પ્રવાસની શરૂઆત કરવામાં આવી, અને ૧૮૯૨ના માર્ચમાં તે પૂરો થયો. તેનો વિગતવાર હેવાલ રા. બ. પ્રાણજીવન ઠાકરે ૧૮૯૨ના માર્ચની ૨૩મી તારીખે કાઠિયાવાડના તે વખતના પોલિટિકલએજંટને મોકલી આપ્યો હતો.[1]

---

૧ હવે પછી આપેલો વૃત્તાંત મુખ્યત્વે આ અહેવાલને આધારે લખ્યો છે. તે ઉપરાન્ત કલાપીના પત્રોનો અને તેમના પુસ્તક 'કાશ્મીરનો પ્રવાસ'-નો ઉપયોગ પણ પ્રસંગોપાત્ત કરવામાં આવ્યો છે.

પહેલી ઓક્ટોબરે નીકળવાનું નક્કી થયેલું હોવાથી પ્રાણજીવનભાઈ અને કુમારો ૨૫મી સપ્ટેમ્બરે રાજકોટ આવી પહોંચ્યા. મુસાફરી માટે રૂ. ૨૫૫૦૦) મંજૂર કરવામાં આવ્યા હતા. તેમાંથી રૂ. ૨૦૦૦) રાજકોટમાં તૈયારીમાં ખર્ચ્યા, અને રૂ. ૩૫૦૦) રોકડા અને નોટોના રૂપમાં સાથે રાખ્યા. બાકીના રૂ. વીશ હજાર બેન્ક ઑફ બૉમ્બેમાં જમા કરવામાં આવ્યા, કે જેથી જ્યારે જોઇએ ત્યારે તેમાંથી લઈ શકાય. પ્રવાસમાંથી જ્યારે છેવટે પાછા આવ્યા ત્યારે રૂ. ૨૦૦૦) બચ્યા હતા. છ મહિનાની મુસાફરીનો કાર્યક્રમ હતો, પણ કલાપીનાં રાણી રાજબાની માંદગીને લીધે તે પંદર દિવસ વહેલાં પૂરી કરવામાં આવી, એટલે આ વધારા બરાબર ગણતરી પ્રમાણેજ રહ્યો કહેવાય.

મુસાફરીમાં બધાં મળી ૧૬ માણસો હતાં. રા બ. પ્રાણજીવન, તેમનો રસોયો અને તેમના બે નોકરો મળી ચાર માણસો, કલાપી અને તેમના છ નોકરો મળી સાત માણસો, અને વાજસુરવાળા તથા તેમના ચાર નોકરો મળી પાંચ, એમ એકંદરે સોળ માણસોની સંખ્યા થઈ હતી. રા. બ. પ્રાણજીવનને રૂ. ૩૦૦) પગાર અને પોતાના તથા બે નોકરોના ખોરાકી ખર્ચના રૂ. ૫૦) એમ એકંદર રૂ. ૩૫૦) માસિક આપવાનું ઠરાવવામાં આવ્યું હતું. સાથે પરશોતમ માવજી નામના માણસને લેવામાં આવેલ જે દાક્તરનું અને હિસાબ રાખવાનું એમ બેવડું કામ કરતો હતો અને તેને પગાર તથા એલાવન્સ મળી માસિક રૂ. ૪૫ આપવાના હતા.

કલાપીની સાથેના માણસોમાં 'મામા' રતનસિંહ ઝાલા હતા. તે પ્રખ્યાત હિંદી દેશભક્ત સરદારસિંહજી રાણા જે હાલ પેરીસમાં વસે છે, તેમના પિતા થાય.

વળી, આ મંડળમાં 'સંચિત્'ના નામથી જેમનાં કાવ્યો પ્રસિદ્ધ થતાં હતાં તે રૂપશંકર ઉદયશંકર ઓઝા પણ હતા.[1]

---

૧ 'શ્રી સંચિતનાં કાવ્યો' એ નામનું પુસ્તક સ્વ. રૂપશંકરના પુત્રોએ સં. ૧૯૯૪માં પ્રકટ કર્યું છે.

ભલામણ પત્રો અને હથીયાર તથા દારૂગોળા માટેના પરવાના લેવામાં આવ્યા હતા. વળી કાશ્મીરની કાઉન્સીલના પ્રમુખ રાજા અમરસિંહ ઉપર મુંબઈ સરકાર મારફત ભલામણ કરાવવામાં આવી હતી.

આ પ્રમાણે સજ્જ થઇને સૌ પહેલી ઓક્ટોબર ૧૮૯૧ના રોજ નીકળ્યા અને સાંજે અમદાવાદ પહોંચ્યા. બીજે દિવસે કાંકરિયુ તળાવ, શાહઆલમનો રોજો, પાણીની ટાંકી અને એક શેત્રંજી વણવાના કારખાનાની મુલાકાત લીધી, અને ત્રીજી તારીખે જયપૂર માટે ઉપડી ગયા.

અમદાવાદમાં તેમનો ઊતારો હઠીસિંગની વાડીમાં રાખવામાં આવ્યો હતો, અને લાઠીના મેનેજર આશારામના અમદાવાદના ઘેર તેમને નોતરવામાં આવ્યા હતા. શ્રી. મૂળચંદભાઈ જયપૂર સુધી સાથે ગયા હતા અને સૌએ સાથે હાથી ઉપર બેસીને અંબર (જૂનું જયપૂર) જોયું હતું.[1] તે ઉપરાંત ત્યાંની વેધશાળા, સંગ્રહસ્થાન, કલાશાળા વગેરે સ્થળો પણ જોયાં.

સાતમી તારીખે જયપૂર છોડયું અને ચાર કલાકમાં અલ્વર પહોંચ્યા. ત્યાં રાજ્યમહેલનું પુસ્તકાલય અને શસ્ત્રાગાર વગેરે જોયાં અને ૯મી તારીખે અહીંથી નીકળી બીજે દિવસે લાહોર પહોંચ્યા. આ દશેરાનો દિવસ હતો, એટલે લાહોરના લોકો દશેરાનો ઉત્સવ કેવી રીતે ઊજવે છે તે જોવાનું મળ્યું.

૧૨મી તારીખે લાહોર છોડયું અને બીજે દિવસે રાવળપીંડી પહોંચ્યા. અહીં આ પ્રવાસીઓને કાશ્મીરના રેસીડેન્ટનો તાર મળ્યો કે વાઇસરોય ૨૨મીએ પસાર થાય ત્યાં સુધી તેમણે રાવળપીંડી અથવા મરી રોકાવું. તે પ્રમાણે ૨૩મીએ રાવળપીંડીથી મુકામ ઉપાડયો

---

૧ ઠાકોરશ્રી સૂરસિંહજી; કેટલાંક સ્મરણો ૧૧મા સાહિત્ય સંમેલનનો અહેવાલ.

અને ગાડી તથા એકા મારફત બારામુલ્લા પહોંચ્યા અને ત્યાંથી કિસ્તીઓ મારફત ૩૧મી ઑક્ટોબરે શ્રીનગર પહોંચ્યા.

કાશ્મીરની ઠંડી ઋતુ આપણા જેવા ગુજરાતીઓને ગભરાવી નાખે એ સ્વાભાવિક છે. તેથી આપણા પ્રવાસીઓ જેમ બને તેમ વહેલા કાશ્મીર પહોંચી જવા માગતા હતા, પણ વાઇસરોયની મુલાકાતને લીધે તેમને આ પ્રમાણે દસ દિવસ રાવળપીંડીમાં રોકાઈ રહેવું પડયું. આ સમયે તેમની માનસિક સ્થિતિનો અને તૈયારીનો ખ્યાલ કલાપીના પત્રો ઉપરથી બરાબર આવે છે. વળી રાવળપીંડીથી શ્રીનગર સુધીના મુશ્કેલી ભરેલા પ્રવાસનો ઉલ્લેખ પણ રાવબહાદુરના અહેવાલમાં નથી. પણ કલાપીના પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ પત્રોમાં તેનું વિસ્તૃત વર્ણન મળે છે; એટલે તેમાંથી થોડુંક જોઇએ.

"હજી અમે કાશ્મીરમાં ગયા નથી. પરમ દિવસે સવારના ચાર વાગે ચાલશું. પાંચ દિવસ શ્રીનગર પહોંચતાં થશે કે વધારે ઓછા, તે લખી શકાય નહિ. કારણ કે વહેલા મોડા પહોંચવું તે ઋતુના હાથમાં છે. બરફ પડવો શરૂ થઈ ગયો છે. વળી નાની હોડીમાં બેસી જવું તેથી તોફાન થાય તો કિનારે ઉતરી પડવું પડે. તંબુ છ સાથે છે, તેથી જ્યાં ઉતરીશું ત્યાં માત્ર તંબુ ઉભા કરતાં સુધી જરા ઠરવું પડે; પછી હરકત નથી. 'બરફમાં ઝાઝું રખડવું નહિ,' એ ખરૂં પણ બરફ પરજ જવું છે, એટલે એમાં બીજો ઉપાય નથી. લાકડાના મોટા ભડકા કર્યા કરશું, તંબુમાં સગડીઓ રાખશું, અને ગરમ કપડાં પહેરી પડયા રહેશું, અને ફરવા જશું ત્યારે નીચે ગરમ કપડાં પહેરશું, ઉપર રબરનાં કોટ, પાટલુન અને માથા પર એક સાહેબ જેવી ગરમ ટોપી, તે પર રીંછના વાળની બીજી કાન, ગાલ, ગરદન ઢંકાઈ જાય, અને માત્ર આંખો ઉઘાડી રહે એવી ટોપી, અને તે પર સખત કરા અથવા બરફના પાણા પડે તો પણ માથામાં ન લાગે એવી લોઢા જેવી ત્રીજી ટોપી મૂકીશું. અને પછી જ્યાં જવું હોય ત્યાં જશું. પગમાં ગરમ મોજાં

અને તે પર ઘાસના બૂટ પહેરીશું જેથી લપસી પડાય નહિ. બનતા સુધી પાળાજ ફરશું. કારણ કે ઘોડું ભડકે અથવા લપસે તો પછી પત્તો લાગે નહિ. ઇશ્વરની ઇચ્છા હશે તો હરકત નહિ આવે. રસ્તાનો કેટલોક ભાગ અને પર્વત પર આ પ્રમાણે છે. પણ ખીણોમાં તો કાઠિયાવાડ જેટલી જ ગરમી છે. ઘણું કરી પંદર દિવસથી વધારે રહેશું નહિ. કારણકે આ વખતે હંમેશ કરતાં ટાઢ વધારે છે. મને કાંઈ પણ તસ્દી નથી. કારણ કે કાઠિયાવાડમાં રહેવા કરતાં હિમાલયના બરફ, ધોળાં રીંછ અને સાવજ દીપડામાં રખડવું અને તંબુમાં રહેવું એ વધારે સારૂં છે." (રાવળપીંડી, ૧૯–૧૦–૯૧).

"કાલ રાતના ચાર વાગે અહીંથી ચાલી સાંજના છ સાત વાગે મરી જશું. મરી જશું ? ઇશ્વરની ઇચ્છા. મરી ગામે તો વખતે જશું. મરી એ દિવસ રોકાશું. ત્યારપછી સવારમાં ચાલી સાંજે કોહાલા જશું. પછી દુમેલ અને ઉરી. ત્યારબાદ બારામુલા જઈ જેલમ નદીમાં કિસ્તી (એક જાતનો તરાપો) માં બેસી શ્રીનગર જશું. કિસ્તીમાં ઓછામાં ઓછું બે દિવસ મુસાફરી કરશું અને વધારેમાં વધારે ઇશ્વરની ઇચ્છા. ઘણું કરી બૂડી તો જશું નહિ, કારણ કે તોફાન કદાચ થાય તો એકદમ કિસ્તી કીનારે લઇ જાય છે. એ સિવાય અમે બૂચના પટા પહેરી રાખશું, જેથી કદાપિ કિસ્તી ઉંધી પડી જાય તો હરકત ન આવે. એક ઠેકાણે જરા ભય જેવું છે. તે જગ્યાનું નામ વુલર લેક. તે તળાવ છે. એમાં બે ટાપુ તર્યા કરે છે, અને એ સિવાય બીજા નાના બરફના ટાપુ હોય છે.

શું શું હરકત આવી અથવા અમે કેવા સુખથી મુસાફરી કરી તે અહીં પાછું આવ્યા પછી લખી શકાય. હાલ તો માત્ર જે કાંઈ વાતો સાંભળું છું તે પ્રમાણે લખું છું. પણ મારા ધારવા પ્રમાણે જેવી વાતો થાય છે તેવું કાંઈ ભયંકર નહિ હોય; કારણ કે વાતો હમેશાં ખરી વાતથી વધારે થાય. માટે કાંઈ ચિંતા કરવા જેવું નથી."

(રાવળપીંડી, ૨૦–૧૦–૯૧).

'અહીં એટલી ટાઢ છે કે કાગળ ઝડપથી લખાતો નથી. કારણ કે આંગળાં બેવડ વળી ગયાં છે. રસ્તામાં અમને શું શું અડચણો નડી તે લખું છું.

સવારમાં કાલ ગરમ કપડાં પહેરી, પગ પર ગોઠણ સુધી ગરમ પાટા બાંધી, ખભે દુરબીન લટકાવી ગાડીમાં બેઠા. માણસો માટે સાત એકા ભાડે કર્યા હતા. રાવળપીંડીથી જ ઉંચા ચડવા લાગ્યા. ઘોડાને પણ રંગ છે કે આવા ડુંગર પર પાંચ માણસને ખેંચી લઈ જાય છે. તડકો પડતો હતો. એક બાજુએ ૩૦૦૦ ફીટ ડુંગર ઉંચો અને બીજી બાજુએ ૫૦૦૦ ફીટ ખાઈ ઉંડી હતી. વધારે ચાલતા ગયા તેમ ટાઢ લાગવા માંડી. તડકો ઓછો થયો અને અમે વાદળમાં જ ચાલતા હતા. ઘોડા બદલાવ્યા. કારણ કે સાત ગાઉનો ટપો પૂર્યો. બીજા ઘોડા ચાલી ન શક્યા, અટક્યા, મસ્તી કરવા લાગ્યા. કોચમીનને બીક લાગી. કારણકે ગાડી જરા એક બાજુએ ખસે તો પત્તો ન લાગે. જે ઘોડા હતા તે જ પાછા જોડ્યા. અમે તેટલા વખતમાં અગાડી ચાલ્યા. પણ ચડાવ ઘણો હતો. તેથી સરૂની ઝાડીમાં એક પથ્થર પર બેઠા. એટલામાં ગાડી આવી ગઈ. બીચારા ઘોડાને હજી ૧૩ ગાઉ ચાલવાનું રહ્યું. ૨૦ ગાઉ એક જ જોડ અમને લઈ ગઈ. અગાડી ચાલ્યા તો બળદની ગાડીઓ જેને અહીં કરાચી કહે છે તે સામી મળી. રસ્તો સાંકડો, બળદને અહિં રાશ રાખતા નથી, પણ જ્યારે વાળવા હોય ત્યારે એક કોરથી કોરડો મારે છે. ઇશ્વરની ઇચ્છાથી જ અમે જીવતા રહ્યા. વચમાં એક ઊંટની હાર રહી. એક કોરે કરાચી અને બીજી બાજુએ ખીણ તરફ અમે. ઘોડા ઊંટથી ભડક્યા અને ખાઈ તરફ વળી ગયા. એ બાજુએ સરૂના ઝાડની એટલી ગીચ ઝાડી છે કે નજર પણ પડે નહિ. ગાડી ખાઈમાં ચાલી. અમે જાણ્યું કે હવે રામ રામ. ઇશ્વરની ઇચ્છાથી જ સરૂનું ભાંગી ગયેલું એક ઝાડ સડકની પાસે જ હતું તેના થડમાં ગાડીનું પૈડું ભરાણું, અને તેથી ખાઈ ઉપર ગાડી લટકી રહી. એક પૈડું સડક પર

અને બીજું ઝાડના થડ પર. ઉતરાય પણ નહિ, કારણ કે રસ્તો ન મળે. ગાડી તો એમ જ ઉભી રહી. ઊંટ ચાલ્યા ગયા એટલે અમે નીચે કૂદી પડયા. ગાડી ઉપાડી સડક પર મૂકી, અને ઘોડા ચાલતા ન હતા એટલે પૈ લીધાં. ગાડી ચાલી, એટલે ચાલતી ગાડીએ બેસી ગયા. ઘોડા વારંવાર અટકતા હતા, અને અમે પાછા પઈ દઈ બેસી જતા હતા. એકા અગાડી ચાલ્યા ગયા હતા. એટલે માણસ કોઈ ન હતું. જો એ સરૂનું ઝાડ આડું ન આવ્યું હોત તો આપણે મળત નહિ. અગાડી પાછું એક ગાડું ઝાડીમાં ભરાણું. અમે ખાઈ તરફ કૂદકો મારી સડક પર પડ્યા. ઘોડે કૂદકો માર્યો. પટ્ટો તૂટી ગયો. રાંઢવું બાંધી પાછું ચાલવાનું શરૂ કર્યું. પછી તો રસ્તો બહુ જ ખરાબ આવ્યો. અમે ચાલવા લાગ્યા. પણ ચડાવમાં કેટલું ચાલી શકાય? ત્રણ ગાઉ ચાલ્યા, પછી પાછા બેઠા. કાલ તો પઇ લઇ લઇ હાથ દુઃખવા આવ્યા, અને ચાલવાથી કાઈ ગયા. મરીહીલ બે ગાઉ રહ્યું. સાત વાગી ગયા—વાદળાંઓ એટલાં બધાં થઇ ગયાં કે કાંઇ દેખાય નહિ. એક બાજુએ છ હજાર ફીટ ખાઇ હતી, તેથી મનમાં બીક રહેતી હતી. હવે ઘોડા અટકયા નહિ. અમે અડધા કલાકમાં મરી પહોંચી ગયા. ત્યાંથી એક કેડી હતી. રામો અમને લેવા આવ્યો હતો. પણ ફાનસ તેની સાથે નહોતું. અમારો બંગલો માઉન્ટ પ્લેઝન્ટ ત્રણ ગાઉ રહ્યો. અંધારૂં ઘોર. મજૂર કોઇ ન મળ્યો. રામો થઇને અમે છ માણસ થયા. અમે પેટીઓ માથે ઉપાડી. મેં મારો લખવાનો ઇરકોતરો માથે બાંધી લીધો, અને એક કપડાનો ગાંઠડો વાંસે બાંધ્યો. એક હાથમાં ધોકો લઈ ચાલવા લાગ્યા. અંધારી રાત, તેમાં વાદળાં, ડુંગરનો રસ્તો, સાંકડી કેડી, અને એક બાજુએ સાત હજાર ફીટ ઊંડી ખીણ. એકબીજાની પછાડી પછાડી ચાલ્યા. ગીગાવાળાના પાસવાનનો પગ લપટયો. ખીણમાં પડતાં માંડ બચ્યો. મારો પગ એક ખાડમાં પડયો. તેથી હું પણ થોડા વખત પછી પડયો. પાછો સામાન માથા પર સરખો રાખી ચાલવા લાગ્યા. એક કલાકે ઝડપથી

ચાલી બંગલે પહોંચ્યા. કાંઈ ગયા હતા. ટાઢ વાય. રસ્તામાં વાદળાંથી ભીંજાઇ ગયા હતા. ઓઢવાનું કાંઇ ન મળે. એકાવાળાને એકને રસ્તામાં ટાઢથી તાવ આવ્યો. તેથી બધા એકા પાછળ રહ્યા. સામાન પણ એમની સાથે રહ્યો. અગાડી રામો અને ત્રણ માણસ અહિં આવ્યા હતા. એમણે ચહા તૈયાર રાખ્યો હતો તે પીધો અને ઉની રસોઇ જમ્યા. પણ ટાઢનું શું કરવું ? રાતના બાર વાગે એકા આવ્યા. એકા પણ જ્યાં અમે રોકાણા હતા ત્યાં રોકાયા. અમે ત્યાં એક માણસ મોકલ્યું. તેણે બધા માણસને રસ્તો બતાવ્યો. વશરામ ખવાસ અને બધા ધ્રુજતા ધ્રુજતા આવ્યા. રાતના બાર વાગે સગડી કરી. ઘડકી અને બે રગ ઓઢી સુઇ ગયા. સવારે આઠ વાગે ઊઠયા. હમણાં પોણા દસ થયા છે. સવારે અગીયાર વાગે ચાલવું છે. હવે વળી એથી પણ વધારે ખરાબ રસ્તો છે. જે થાય તે સારા માટે જ. આ બધી મુસીબતોની વાત જૂદી. પણ દેખાવો તો સ્વર્ગ જેવા જ છે. જ્યાં ત્યાં પાણીના ધોધ, રસ્તામાં ઝાડની ઘટા, સરૂના ઝાડ ઘુઘવ્યા કરે છે. અહિં ચારે કોર બરફથી ચળકતી ટેકરીઓ દેખાય છે. અહિં રૂના પોલ જેવો બરફ રાતે પડે છે. અમે બે દિવસથી નાહી શક્યા નથી. મેં એક ડઝન કપડાં પહેર્યાં છે, તો પણ હજુ ટાઢ બહુ વાય છે. બરફ કોઇ વખત વાદળાંથી આસમાની દેખાય છે. કોઈ વખતે ગુલાબી, અને કોઈ વખતે સફેદ કાચ જેવો દેખાય છે.'[૧]

'અમે મરીથી ચાલી અહિં બિલકુલ ખુશીથી પહોંચ્યા છીએ. કાલ અમારાથી દોઢ વાગે ચલાણું, તેથી અહિં સાંજના સાડા સાત વાગે પહોંચ્યા છીએ. અમારા માણસો બધા એકામાં હતા. તેથી મજૂર પાસે સામાન ઉપડાવી અમે ડાક બંગલે આવ્યા. અહિં ગાડી આવી શકે તેમ નથી, તેથી ચાલતા રાત્રે અહિં આવ્યા. આ બંગલો જ્યાં ગાડી ઉભી રહે છે ત્યાંથી બહુ દૂર નથી, તેથી કાંઈ હરકત આવી નથી. રસ્તો બહુ જ વિકટ છે, અને બધું ઉતરાણ છે.

૧. મરીહિલ, માઉન્ટ પ્લેઝંટ, તા ૨૪-૧૦-૯૧.

અમારા ઘોડા તો ચાલ્યા ગયા, પણ રસ્તામાં બે એકાના ઘોડા બેસી ગયા, તેથી ત્રણ માણસને જરા લાગ્યું છે. આ બંગલામાં આવી ઢોલીયા મંગાવ્યા, અને એક મજૂરને કહ્યું કે તરત તે બજારમાંથી જમવાનું લઇ આવ્યો. કાલ દિવસ આખામાં માત્ર રાતના સાડા આઠ વાગે ખાધું. મરીમાં સવારે રસોઈ કરી. પણ ઘી ચરબીનું હતું, અને હું ગોસ્ત ખાતો નથી. વઢવાણથી નીમ લીધું છે......કે મુસાફરીમાં દારૂ કે ગોસ્ત ન વાપરવાં. તેથી રોટલી કે કાંઈ ખાધું નહિ. વળી ઘી એવું ગંધાતું હતું કે કોઇ ખાઇ શક્યું નહિ. માત્ર ચ્હા પીધો. રસ્તામાં ચાર વાગે રૂગવાડી નામની એક જગ્યા છે ત્યાં છ ઝુંપડાં છે ત્યાંથી ગોળની રેવડી અને મકાઈના ડોડા લીધા અને તે ખાધા. રાત્રે વાળુમાં પટાટાનું કાચું શાક, મૃક નામનું ફળ થાય છે તેનું અથાણું અને ખારી મીઠાઇ ખાધી. આજે રગ અને ધડકી સાથે રાખ્યાં હતાં તેથી ધડકી પાથરી અને રગ ઓઢી સૂઈ ગયા. રાતના સાડા અગીયાર વાગે માણસો આવ્યા. એમને માટે અમે ખાવાનું મંગાવી રાખ્યું હતું, તે ખાઇ, બધા હેરાન હેરાન થઇ ગયા હતા તેથી સૂઇ ગયા. સવારે ઉઠી, તંબુ ખોડાવી રસોઈ શરૂ કરાવી. હમણાં સાડા નવ થયા છે. રસોઈ થાય છે. મે આવે છે. અમે ૧૧ વાગે ચાલી ઈશ્વરની ઇચ્છા હશે તો દુમાલે સાંજે જશું. મે આવે છે, અને સપાટાબંધ વરસે છે. જો મે બંધ નહિ થાય તો વળી રબરનાં કપડાં પહેરી પલળતાં ચાલ્યું જવું પડશે. રસ્તામાં ખાઇમાં જેલમ નદી ચાલી જાય છે એ એવી ગાજે છે કે કાંઈ સંભળાતું નથી... ......કોઇ વખતે મોટાં લાકડાં તણાતાં જાય છે. વાદળાં ચારેકોર આવી ગયાં છે. તેથી બહુ જ અંધારૂં થઇ ગયું છે. નદી એટલી બધી બોલે છે કે જ્યારે ચાકરને બોલાવવો હોય છે ત્યારે સીસોટી વગાડીએ છીએ. મેં મારા ઘડીયાળના અછોડા સાથે એક સીસોટી ટીંગાડી દીધી છે."[1]

---

૧. કોહાલા, તા. ૨૫-૧૦-૯૧.

'આજ સવારે છ વાગે રૂગવાડીથી ચાલ્યા. કાંઇ ખાધું ન હતું. પાણી પણ પીધું ન હતું. ૧૧॥ વાગે ચકોટી ગામ કે જ્યાં બે ઝુંપડાં છે ત્યાં પહોંચ્યા. ત્યાં દૂધ મળ્યું. ત્યાં એક મોદી હતો તે ગામ જવાનો હતો તેથી ઘઉંના રોટલા અને અડદની ઘણી જ ખારી દાળ ખાવાની તૈયારી કરતો હતો, અને તે અમે માગી લીધા અને બધા ખાઇ ગયા. તેને પાંચ રૂપીયા આપ્યા. જો અમે બે કલ્લાક મોડા પહોંચ્યા હત તો આજ પણ અપવાસ થાત.'[1]

'મ્હારા હાથ પર મોજાં રાખવા છતાં ટાઢથી શીળસ જેવા ફોડલા થઇ ગયા છે.'[1]

આ પ્રમાણે ટાઢ, રસ્તાની હાડમારી, ભૂખ વગેરે મુશ્કેલીઓ ખમતાં ખમતાં કલાપી, ૩૧ મી ઑક્ટોબરે સવારે અગિયાર વાગે શ્રીનગર પહોંચ્યા.

તા. ૧-૧૧-૯૧ થી તા. ૧૫-૧૧-૯૧ સુધી પંદર દિવસ કલાપી કાશ્મીરમાં રહ્યા. તેનું વર્ણન વિસ્તારપૂર્વક 'કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન' નામના તેમના પુસ્તકમાં તેમણે આપ્યું છે. એ સુપ્રસિદ્ધ પુસ્તકમાંથી કાંઈ ઉતારા આપવાની અહિં જરૂર લાગતી નથી, પણ એ વાંચવાની ભલામણ કરીને જ, હું બીજું પ્રવાસ-વર્ણન આગળ ચલાવીશ.

કાશ્મીરમાં કલાપી પંદર દિવસ રહ્યા અને ૧૫મી નવેંબરે રાવળપીંડી પાછા આવી પહોંચ્યા. રાવળપીંડીથી ૧૮મી તારીખે સવારના બે વાગે નીકળી, તે જ દિવસે બપોરના ત્રણ વાગ્યે લાહોર પહોંચ્યા. લાહોરની જુમા મસીદ, સંગ્રહસ્થાન, બગીચાઓ વગેરે સ્થળો જોઈ ૨૦મીએ અમૃતસર ગયા અને ત્યાં શીખોનું સુવર્ણમંદિર અને અન્ય જોવા લાયક સ્થળોની મુલાકાત લીધી. અમૃતસરમાં યાત્રીઓનો એવો વિચાર થયો કે એક માસની પ્રવાસની મુદત વધારીને સિલોન જઇ આવવું. પણ તે માત્ર વિચાર જ રહ્યો.

---

૧. 'શ્રી કલાપીની પત્રધારા.'

તા. ૨૪મી નવેંબરે બે વાગ્યે હરદ્વાર પહોંચ્યા. ત્યાર પછી તુર્ત જ મુંડન કરાવી ગંગાજીમાં નાહીને શ્રાદ્ધ કર્યું. આ દિવસે કલાપીએ ઉપવાસ કર્યો હતો.

મુસાફરીની અસર કલાપીના શરીર ઉપર થઇ હતી. તેમને તાવ અને ઉધરસ જણાતાં હતા. તે હરદ્વાર આવ્યા ત્યારે મટી ગયાં હતાં, પણ હજુ સળેખમ હતું, અને તેમાં વારંવાર ઠંડે પાણીએ નાહવું પડતું હતું તેથી સુધારો થતો નહતો. છતાં તા. ૨૫મીએ કલાપીએ સવારમાં ગંગાજીમાં સ્નાન કર્યા પછી, હરદ્વારનાં છ તીર્થમાં છ વખત સ્નાન કર્યું હતું.

નવેંબરની ૨૭મી તારીખે દિલ્હી પહોંચ્યા. ત્યાંનાં જોવા લાયક સ્થળોની મુલાકાત લઇ બીજી ડિસેંબરે મથુરા ગયા. દિલ્હીમાં કુતુબ-મિનાર, હુમાયુની કબર, જુમામસીદ વગેરે સ્થળો જોયાં, તે સમયે પણ કલાપીના મનમાં તો પ્રણયના વિચારો જ ઘોળાયા કરતા હતા. અને તેને પરિણામે નીચેનું સુવર્ણવાક્ય નીકળે છે: 'સાચી પ્રીતિનો રસ્તો દુર્ઘટ છે. ઈશ્વર મળવો સહેલો છે, પણ મહોબતવીર મળવો કઠિન છે.'

મથુરા, ગોકુલ, વૃંદાવન, ગોવર્ધન વગેરેમાં મંદિરોમાં જઈ દર્શન કર્યાં. કુમારશ્રી (તે સમયના) ગીગાવાળાનાં માતાપિતાએ એવી બાધા રાખી હતી કે મથુરાના બલદેવજીના મંદિરમાં દર્શન કરાવ્યા પછી તેમનું નામ પાડવું. તે પ્રમાણે શ્રી. ગીગાવાળાએ કેટલીક ધાર્મિક ક્રિયાઓ બલદેવજીના મંદિરમાં કરી અને તેમને વાજસૂરવાળા એવું નામ આપવામાં આવ્યું. આ બાબત તેમણે એજન્સીને રીતસર ખબર પણ આપી હતી.

૮મી તારીખે બપોરના ત્રણ વાગ્યે મથુરા છોડયું અને છ વાગ્યે આગ્રા પહોંચ્યા. અહિં તેમણે સૌથી પ્રથમ ભરતપુરના મહારાજાએ જેના મિનારાઓનો નાશ કર્યો હતો તે અકબરની કબર જોઈ. વળી શાહજહાંનને કેદમાં નાખવામાં આવ્યો હતો તે સ્થળ પણ કલાપી જેવા કવિ જોયા વિના કેમ રહે? અમરસિંગ દરવાજો જેમાં થઇને

જોધપુરના રાઠોડ વીર મોગલ સરદારોની કતલ કરીને નાસી છૂટયો હતો તે જોઈ ક્ષત્રિયવીરોને રોમાંચનો અનુભવ થયો. તાજમહાલ તો કેમ જ બાકી રહે?

૧૧મી તારીખે બપોરના ત્રણ વાગ્યે આગ્રા છોડયું, અને તે જ દિવસે સાંજના સાત વાગે ગ્વાલિયર આવી ગયા. ગ્વાલિયરનો રેસિડેન્ટ લેફ્ટેનન્ટ કર્નલ બાર તે સમયના કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ હેન્કોકનો મિત્ર હતો, અને તેથી તેણે આ અધિકારની રૂએ યુવાન કુમારોને શિખામણ આપી કે ગરીબો તરફ દયા રાખવી અને રૈયત ઉપર કદી જુલમ કરવો નહિ. જયપુરની માફક જ અહીંના રેસિડેન્ટે પણ તેમને હાથીની સવારીનો લાભ આપ્યો.

૧૪મીએ ગ્વાલિયરથી નીકળી થોડો સમય ઝાંસી રોકાયા, અને ૧૬મીએ અલાહાબાદ પહોંચ્યા. અહીં ત્રિવેણીમાં સ્નાન કર્યું અને અન્ય જોવા લાયક સ્થળોની સાથે મેયો કોલેજ જોઈ તથા તેના પ્રિન્સિપાલની મુલાકાત લીધી. ૧૯મીએ કાનપુર થઇ ૨૧મીએ લખનૌ આવ્યા. ત્યાં બે દિવસ રોકાઇ ૨૩મીએ અયોધ્યા પહોંચ્યા. રામચંદ્રજીના આ જન્મસ્થાનમાં કલાપીએ અનેક મંદિરોમાં જઈ દર્શન કર્યાં. પહેલાં જે શહેરનો વિસ્તાર ૫૦ ચોરસ માઇલ હતો તેની તે સમયની કંગાલ સ્થિતિ જોઈ ખેદ થાય એ સ્વાભાવિક છે.

૨૫મી ડિસેંબરે તીર્થોના તીર્થ કાશીમાં મુકામ કર્યો. અહીં એક સપ્તાહ રહ્યા અને કાશીવિશ્વેશ્વરનાં દર્શન કર્યાં તથા ગંગાજીના જુદા જુદા ઘાટે સ્નાન કર્યું: ગંગામાં નાવમાં બેસી કાશીના એક છેડાથી બીજા છેડા સુધી ફર્યા અને ગંગાકાંઠાનાં સર્વ મંદિરોનું સમગ્ર દૃષ્ટિથી અવલોકન કર્યું.

કાશી જતાં રસ્તામાં કલાપીને એક આકસ્મિક આફતનો અનુભવ થયો. તે હતી તો નાનકડી જ, પણ તેમણે તેનો ખાસ ઉલ્લેખ કર્યો છે[1] એટલે હું પણ તેની અહીં નોંધ કરીશ.

---

૧. તા. ૨૬મીના પત્રમાં.

અયોધ્યાથી ૨૫મી તારીખે કાશી આવતાં વચમાં એક સ્ટેશને કલાપી બીડી લેવા માટે ઊતર્યા હતા, પણ તે આવ્યા એટલામાં ટ્રેન ચાલી. કલાપી એ જ સ્ટેશને રહી જાત પણ ટ્રેન જોસથી ચાલતી નહતી, એટલે એક ત્રીજા વર્ગના ડબ્બાનું બારણું ઉઘાડીને તેમાં બેસવા ગયા. આ ડબ્બામાં કેટલાક કેદીઓ અને સિપાઇઓ હતા, તેમાંથી એક સિપાઇએ કલાપીને ચાલતી ટ્રેને ખેંચી લીધા. આ અનુભવથી નિશ્ચય કરવામાં આવ્યો કે દરેકે પોતાની પાસે થોડા રૂપિયા રાખવા, જેથી અકસ્માત વખતે મુશ્કેલી પડે નહિ.

તા. ૩૧ મી ડિસેંબરે બનારસ છોડી જાન્યુઆરીની પહેલી તારીખે ગયાજી પહોંચ્યા. અહીં ત્રણ દિવસ રહી બન્ને કુમારોએ પિતૃશ્રાદ્ધ કર્યું.

ઇ. સ. ૧૮૯૨ના જાન્યુઆરીની પહેલી તારીખે ગયાજીમાં આ પ્રવાસીઓએ એક ઉત્સવ યોજ્યો હતો. રાણી વિકટોરિયાએ પચાસ વર્ષ રાજ્ય કર્યું તે માટે જો ૧૮૮૭ માં જ્યુબિલી ઊજવી હતી, તો તેમના આ વફાદાર રાજ્યકર્તાઓ કેમ જ્યુબિલી ન ઊજવે ? આમ વિચારી તેમણે પહેલી ઓકટોબરે શરૂ થયેલી છ મહિનાની મુસાફરીની જ્યુબિલી ત્રણ માસ પૂરા થતાં પહેલી જાન્યુઆરીએ ઊજવી. કલાપી તરફથી સૌને રાત્રે જમણ આપવામાં આવ્યું હતું અને ગવૈયા વગેરેને બોલાવી ધામધૂમ કરવામાં આવી હતી. જ્યુબિલીની ક્રિયા છેક ત્રીજી તારીખે બપોરે બાર વાગ્યે પૂરી થઈ. કારણ ગવૈયાઓ ઘણું સારું ગાતા હતા, એટલે સૌએ ધરાઇ ધરાઇને સાંભળ્યું.

ત્રીજી જાન્યુઆરીએ ગયાથી ઊપડી વૈજનાથ પહોંચ્યા, અને ત્યાં મહાદેવનાં દર્શન કરી પાંચમીએ રાણીગંજ મુકામ કર્યો. બીજે દિવસે ચિન્સૂરા ગયા, અને ત્યાં કલકત્તાની બર્ન એન્ડ કંપનીનું ચીનાઇ માટીના વાસણનું કારખાનું જોયું. પછી રાણીગંજની પ્રખ્યાત કોલસાની ખાણો પણ અંદર ઊતરીને જોઈ.

૬ઠ્ઠી તારીખે કલકત્તા પહોંચ્યા. અહીં આઠ દિવસનો મુકામ કર્યો. તે દરમ્યાન ઇડન ગાર્ડન, ઝૂ, મ્યુઝિયમ, હુગલીનો પૂલ, કાલીનું મંદિર વગેરે સ્થળો જોયાં. અહીં એક પ્રખ્યાત જમીનદાર દામોદરદાસ ઉર્ફે રાજા બહાદુર સાથે મૈત્રી થઈ અને કલાપી અને અન્ય સંગાથીઓને તેમણે પોતાને ત્યાં જમવા માટે નોતર્યા. કલાપીએ અહીંથી છબી પાડવાનો સામાન ખરીદ્યો અને છબી પાડતાં શીખવાનું શરૂ કર્યું.

૧૫મી તારીખે કલકત્તાથી નીકળી કલકત્તા સ્ટીમ નેવિગેશન કંપનીની સ્ટીમર મારફત ૧૮મી એ કટક પહોંચ્યા. અને ત્યાંથી ૫૩ માઇલની જગન્નાથપુરીની મુસાફરી બે ઘોડાની ગાડીમાં કરી. કૈકેદારે વચ્ચે વચ્ચે નવાં ઘોડાં તૈયાર રાખ્યાં હતાં, તે બદલવા છતાં સવારમાં વહેલા નીકળેલા પ્રવાસીઓ રાતના દસ વાગ્યે પુરી પહોંચ્યા. રસ્તો ઘણો કંટાળા ભરેલો લાગ્યો. કારણ ચાર વખત તો નદીઓમાંથી પસાર થવું પડયું. આ વખતે ગાડીઓને બળદ જોડવામાં આવતા હતા, અને સંખ્યાબંધ મજૂરોને પણ ખેંચવાના કામમાં રોકવા પડતા હતા.

જગન્નાથપુરીથી સ્ટીમર મારફત મદ્રાસ જવાનો કાર્યક્રમ હતો. પણ સ્ટીમર મળતાં વાર થવાથી પુરીમાં ૭ દિવસ રોકાઇ રહેવું પડયું. આ સમય દરમ્યાન વારંવાર જગન્નાથજીનાં દર્શન કરી આપણા યાત્રીઓએ સમયનો સદુપયોગ કરવા યત્ન કર્યો.

જગન્નાથપુરીથી દરિયાઇ મુસાફરી શરૂ થઇ જે બધાને જ માટે નવી હતી. સ્ટીમર ગોઆલપરા ૨૭મી તારીખે પૂરી આવી અને સૌ મદ્રાસ જવાને માટે બહુ આતુર હતા એટલે તુરત જ જગ્યા મેળવી લીધી. ગોપાલપુર, વિઝાગાપટ્ટમ, કોકોનાડા, મસલીપટ્ટમ વગેરે બંદરોએ અટકતી અટકતી સ્ટીમર બીજી ફેબ્રુઆરીએ મદ્રાસ પહોંચી. ૭ રાત અને ૭ દિવસ દરિયાઇ મુસાફરી કરવા છતાં સૌની તબિયત સારી રહી, કારણ મસલીપટ્ટમ અને મદ્રાસ વચ્ચેની થોડા

કલાકની મુસાફરી સિવાયનો બધો વખત સમુદ્ર શાન્ત હતો. મદ્રાસમાં છ દિવસ રહી દીવાદાંડી, સંગ્રહસ્થાન, ખેતીવાડીની કૉલેજ, નેપિયર પાર્ક વગેરે સ્થળો જોયાં અને ત્યાંથી નીકળી ૮મી ફેબ્રુઆરીએ કાંચી અથવા કાંજીવરમ પહોંચ્યા. અહીં શિવકાંચી અને વિષ્ણુકાંચીનાં મંદિરોમાં જઈ દર્શન કર્યાં. હિન્દુ શિલ્પકલાના જેવા ભવ્ય નમૂના અહીંના મંદિરોમાં અને મદુરા તથા રામેશ્વરના મંદિરોમાં જોવા મળ્યા તેવા ઉત્તર હિંદમાં કયાંએ ન જોયેલા હોવાથી પ્રવાસીઓને ઘણો આનંદ થયો.

૧૦મીએ કાંચીથી નીકળી, ત્રિચિનોપલી થઈ ૧૧મીએ મદુરા પહોંચ્યા. મદુરામાં તે સમયે સાઠ હજાર માણસની વસ્તી હતી, જેમાંના ચોથા ભાગના વણાટનું કામ કરતા હતા. અહીં સુંદરેશ્વર મહાદેવ અને મીનાક્ષીદેવીનાં મંદિરો જોઈ ઘણો આનંદ થયો.

૧૩મીએ મદુરાથી બળદના શિગરામમાં બેઠા અને ૧૫મીએ રામનદ પહોંચ્યા. આ મુસાફરી પણ પુરી અને કટક વચ્ચેની ઘોડાગાડીની મુસાફરી જેવી જ કંટાળાભરેલી લાગી. કારણ મદુરા અને રામનદ વચ્ચે ૭૦ માઈલનું અંતર છે, અને વારંવાર પૂલો વિનાની નદીઓમાંથી પસાર થવું પડે છે.

રામનદના જમીનદાર ભાસ્કર સ્વામી સેતુપતિને મળવાથી સર્વને ઘણો આનંદ થયો. તેની વાર્ષિક આવક ૯ લાખ રૂપિયાની હતી, અને તે ૨૩ વર્ષનો યુવાન બી. એ. નો અભ્યાસ કરી રહ્યો હતો.

૨૩ માઈલની રેતી અને કીચડવાળી જમીનની મુસાફરી અને ત્રણ માઈલની ખાડીની હોડીની મુસાફરી કરી ૧૬મી ફેબ્રુઆરી ૧૮૯૨ના રાતના ૯ વાગ્યે હિંદના દક્ષિણબિંદુ રામેશ્વરે કલાપી અને તેમના સંગાથીઓ પહોંચ્યા.

૨૦મી તારીખે રામેશ્વરથી નીકળી રામનદ, મદુરા અને ત્રિચિનોપલી થઈ ૨૮મીએ સૂર્યોદય થતામાં બેંગલોર પહોંચ્યા. અહીં લાલ બાગ, ટીપુનો કિલ્લો, નંદીનું મંદિર વગેરે સ્થળો જોયાં.

૨૯મી તારીખે મ્હૈસૂરના મહારાજા જે બંગલોર હતા તેમની મુલાકાત થઇ. મહારાજાએ બન્ને કુમારો સાથે ઇંગ્રેજીમાં લાંબા સમય સુધી વાતો કરી અને તેમને મ્હૈસૂર આવવાનું નિમંત્રણ આપ્યું.

પહેલી માર્ચે સવારના સાત વાગ્યે કોલરની સોનાની ખાણો જોવા માટે નીકળ્યા, અને ત્રણ કલાકમાં કોલર સ્ટેશને પહોંચી ગયા. ત્યાં નાસ્તો કરવા રોકાઇ એક વાગ્યે ખાણો પાસે આવી પહોંચ્યા, કારણ ખાણો સ્ટેશનથી દસ માઇલ દૂર છે. અહીં ભોમિયાની મદદથી તેમણે ખાણોમાંથી સોનું કેમ ખોદી કાઢવામાં અને સાફ કરવામાં આવે છે તે જોયું. વળી તેમણે જાણ્યું કે સોનું કાઢનાર કંપનીને માસિક દોઢ લાખ રૂપિયાનું ખર્ચ થાય છે, અને તે ૪ લાખ રૂપિયાનું સોનું કાઢે છે. તેમાંથી મ્હૈસૂર રાજ્યને પાંચ ટકા પ્રમાણે રૉયલ્ટી આપે છે.

મહારાજાના નિમંત્રણને માન આપી સર્વ બીજી માર્ચે મ્હૈસૂર ગયા. અહીં સ્ટેશન ઉપર રાજ્યના અમલદારોએ તેમનો સત્કાર કર્યો અને 'જગન્મોહન' બંગલામાં ઉતારો આપ્યો. અહીં તથા રામનદના જમીનદારને ત્યાં જે મહેમાનીનો પરિચય થયો તે કાઠિયાવાડની અત્યંત વખણાયેલી પરોણાચાકરી કરતાં પણ વધારે હતી. તે સમયના મહારાજાનું નામ ચામરાજ વાડિયાર હતું. તેમણે ૩જી માર્ચ ૧૮૯૨ના રોજ પોતાનો ૨૯મો જન્મદિન ઊજવ્યો. તેમને એક જ રાણી હતી, અને તેનાથી તેમને બે પુત્રો અને ત્રણ પુત્રીઓ એમ પાંચ સંતાનો થયાં હતાં. સૌથી મોટા કુમાર કૃષ્ણરાજ આ સમયે ૭ વર્ષના હતા.

મ્હૈસૂરથી ૪થી માર્ચે નીકળી ટીપુની રાજધાની શ્રીરંગપટ્ટમ અને બેંગલોર થઈ ૬ઠ્ઠી તારીખે ધારવાડ આવી પહોંચ્યા. ધારવાડમાં આ વખતે ભાવનગરના કુમાર ભાવસિંહજી (પાછળથી મહારાજા ભાવસિંહજી) અને કોલ્હાપુરના મહારાજા અભ્યાસ કરવા માટે રહેતા હતા. કલાપીને સ્ટેશન ઉપર લેવા માટે ભાવસિંહજી જાતે આવ્યા

હતા, અને સૌને પોતાને બંગલે લઇ ગયા. કુમારશ્રી ભાવસિંહજીએ આ કાઠિયાવાડી કુમારોને પોતાના શિક્ષક ફ્રેઝરની અને સહઅભ્યાસી કોલ્હાપુરના મહારાજાની મુલાકાત કરાવી, અને ધારવાડ જેલ, ઉન્માદ ભવન વગેરે સ્થળો બતાવ્યાં.

આઠમી માર્ચે ધારવાડથી નીકળી ૯મીએ સવારે ૧૦ વાગ્યે પૂના પહોંચ્યા. અને ત્યાં ભોજન કરી ૧-૪૫ની બપોરની ટ્રેનમાં મુંબઈ માટે રવાના થયા.

તા. ૯ મીએ લગભગ રાતના આઠ વાગ્યે મુંબઈ પહોંચ્યા કે તુરત જ કલાપીને તેમનાં સાસુ તરફથી તાર મળ્યો કે કચ્છ રોહામાં તમારાં પત્ની ગંભીર બિમારી ભોગવે છે અને તેથી તમારે ભૂજ આવવું. આ ઉપરથી તેમના વાલી રા. બ. પ્રાણજીવન ઠાકરે તાર કરી રાજકોટ પુછાવ્યું કે પ્રવાસ પૂરો કરવો કે અધૂરો મૂકી કાઠિયાવાડ ચાલ્યા આવવું? જવાબમાં 'તુર્ત આવો' એવો તાર પોલિટિકલ એજંટ તરફથી મળવાથી કલાપી ૧૧મી માર્ચે રોહા જવા માટે રવાના થયા, અને અન્ય પ્રવાસીઓ કાઠિયાવાડ પાછા આવી ગયા.

આ પ્રમાણે કલાપીનાં રોહાનાં રાણીની માંદગીને લીધે આર્યાવર્તનો પ્રવાસ પંદર દિવસ વહેલો પૂરો થયો.

# પ્રકરણ ચોથું

## રાજવી કવિનું ગૃહજીવન

**ક**લાપીનાં લગ્ન તો તેઓ કૉલેજમાં અભ્યાસ કરતા તે જ સમયે, ઇ. સ. ૧૮૮૯ ના ડિસેમ્બરની પહેલી તારીખે થઈ ગયાં હતાં. એક જ સમયે બે જગ્યાએ ખાંડાં મોકલવામાં આવ્યાં હતાં, કારણ આ સમયે હાથેવાળે લગ્ન કરવા જવાની પ્રથા રાજાઓમાં અત્યારે છે તેટલા પ્રમાણમાં પણ પ્રચલિત ન હતી. એક ખાંડું કચ્છ રોહાનાં રાજકુમારી શ્રી. રાજબા માટે મોકલવામાં આવ્યું હતું અને બીજું કાઠિયાવાડના કોટડા સાંગાણીનાં રાજકુમારી શ્રી. આનંદીબા માટે. બન્ને રાજકુમારીઓ લાઠીમાં આવ્યા પછી લગ્નની કેટલીક ક્રિયાઓ કરવામાં આવી હતી. આ લગ્નોત્સવ પ્રસંગે કવિ દલપતરામ અને સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત) લાઠી આવ્યા હતા. દલપતરામે આ પ્રસંગે ખાસ આશીર્વાદાત્મક કાવ્ય બનાવ્યું હતું, પણ મણિશંકર કલાપીના ખાસ પરિચયમાં આ સમયે આવ્યા ન હતા. તે તો શ્રી. મૂળચંદ આશારામના સહાધ્યાયી અને મિત્ર હોવાથી આશારામ ભાઇને ત્યાં જ ઊતર્યા હતા. પણ મૂળચંદભાઇએ આ બે કવિહૃદયોની મુલાકાત કરાવી હતી, અને તેમની ભાવી મૈત્રી માટે, તેથી જ, તેઓ વાજબી રીતે આનંદની લાગણી અનુભવે છે.

આ પ્રસંગે બનેલા એક બનાવની શ્રી. મૂળચંદભાઈ ખાસ નોંધ લે છે.[૧] રજવાડામાં એવો રિવાજ છે કે જો બે રાણીઓનાં સાથે

---

૧. ઠાકોર શ્રીસુરસિંહજીઃ કેટલાંક સંસ્મરણો

એક જ મુહૂર્તે લગ્ન થયાં હોય તો તેમાંથી જે પહેલાં પોંખાય તે પટરાણીનો દરજ્જો ભોગવે. રોહા રાજ્યનાં માણસો ઘણાં કાર્યકુશળ હતાં, એટલે તે કલાપીને મળ્યાં, અને રોહાનાં કુમારીને પહેલાં પોંખવામાં આવે એ પ્રમાણે તેમના મનનું વલણ ફેરવ્યું. ખુદ ઠાકોર સાહેબની જ ઇચ્છા પોતાની તરફેણમાં છે એમ જાણી રોહાવાળાઓ નિશ્ચિંત થયા. પરંતુ લાઠીમાં આ વખતે મેનેજમેંટ હતું, એટલે ત્યાં તો દરેક બાબતમાં કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ કહે તે જ પ્રમાણે થતું. આ વખતે કોટડા સાંગાણીમાં પણ મેનેજમેંટ હતું, કારણ રાજકુમારી આનંદીબાના ભાઈ શ્રી. મૂળવાજી સગીર હતા. મેનેજર તરીકે ઉમિયાશંકર નામે કુશળ મુત્સદ્દી હતા. એટલે તે હાલારના ઍસિસ્ટંટ પોલિટિકલ એજંટ મારફત કાઠિયાવાડના પોલિટિકલ એજંટને મળ્યા, અને કોટડાનાં રાજકુમારીને પ્રથમ પોંખવાં એવો હુકમ જ લાઠી જેના તાબા નીચે હતું તે ગોહિલવાડના આસિસ્ટંટ પોલિટિકલ એજંટની ઉપર લખાવીને મોકલી આપ્યો. આ પ્રમાણે થવાથી રોહાવાળાઓ નિરાશ થયા, પણ તેમની કુશળતા આ નાના બનાવથી લાઠીના લોકોના સમજવામાં આવી ગઈ.

સુરસિંહજીને અપર માતાઓ હતાં, અને હવે તેમનાં બે રાણીઓ આવ્યાં. પંદર વર્ષના કવિ હૃદયના રાજકુમારને માથે આ ‘ ઝનાના ’ની જવાબદારી ઘણી ભારે ગણાય. આવી પરિસ્થિતિમાં કેમ કામ લેવું તે કલાપી જાણતા ન હતા, અને જાણવાની દરકાર પણ રાખતા ન હતા. રાજખટપટની માફક જ ગૃહખટપટ પણ તેમના સ્વભાવને અનુકૂળ આવે તેમ નહતી. તેમણે તો આદર્શવાદી તરીકે ‘ માવડું ’ અને બન્ને રાણીઓને પૂરેપૂરો ન્યાય મળે તેવી રીતે વર્તવાનો નિશ્ચય કર્યો અને તે પ્રમાણે વર્તવા પણ માંડ્યું.

રાજબા ભણેલાં હતાં. તેમના ઉપર સુરસિંહજીએ લખેલા પત્રો આપણી પાસે મોજુદ છે, પણ તેમણે સુરસિંહજીને લખેલા પત્રોમાંથી એક પણ લભ્ય નથી. છતાં સુરસિંહજીના પત્રો પરથી પણ રાજબાની

શક્તિ વિશે કેટલુંક જાણવાનું મળે છે. તેમને સંગીતનું સારું જ્ઞાન હતું અને કાવ્યો પણ રચી શકતાં હતાં. પોતાના પ્રતાપથી અને સ્નેહાળ વ્યક્તિત્વથી તે શરૂઆતથી જ સુરસિંહજીનો પ્રેમ જીતી શક્યાં.

કવિશ્રી નાનાલાલે થોડા શબ્દોમાં રાજબા, જેમને સાહિત્ય જગત રમાના નામથી ઓળખે છે તેમનું જીવંત રેખાચિત્ર દોર્યું છે.

[1] 'કલાપિ સાહિત્યદરબારનાં મહારાણી હતાં રમાબા. કચ્છનાં કોડ ને રૂપ હતાં; ઉછળતી દેહછટા, સિંહણ સમો સિનો હતો. રમાબા હતાં જાજરમાન. ભલભલાને માન મૂકાવે. આંખના આકર્ષણ પણ સિંહ આંખડીના હતા. એમના બોલ ન્હોતા ઝરતા, આજ્ઞાટંકાર થતા. ભજન ગાય ત્યહારે પડઘા પડતા. મહેમાનોની મહેમાની એ રમાધર્મ હતો. નિર્ધાર દ્રઢતામાં અચળા સમું અચળત્વ, ભજન-ધૂનમાં ગુફા સમો શબ્દગોરંભો, રાજરમતમાં અવસર જીતતાં જાદુ રમાબાનાં હતાં. રાજદરબારીઓ એ સહુ જાણતા, ને ઘણાખરા રમાવશ વર્તતા સ્વયં કલાપીને રમાનાં ગુરૂત્વાકર્ષણ ઘટાઘેરે ઘેરી વળતાં. આદ્યશક્તિની રમા કુંવરી હતી : પ્રતાપી, શક્તિશાલિની, જયકલગી વરેલી.'

કલાપી રમાને મળ્યા ત્યારથી જ તેમના પ્રત્યે તેમને અસાધારણ આકર્ષણ ઉત્પન્ન થયું હતું. પ્રેમલગ્નથી જોડાયેલાં દંપતીના જેવો જ રોમાંચક હર્ષોન્માદ આ લગ્નપ્રેમી દંપતીમાં જોવામાં આવે છે. તેમના લગ્નજીવનની શરૂઆતના મધુર મિલનનો પ્રસંગ સંભારતાં બે વર્ષ પછી, ઈ. સ. ૧૮૯૧ના ડિસેમ્બરની ૩૧મી તારીખે કલાપીએ ગયાજીથી લખ્યું હતું: " આજ મને ૧૮૮૯ના ડીસેમ્બર માસની ૩૧મી તારીખ, સ્ટેશનની સડક પર આપણું મળવું, રથમાં સાથે બેસી દરવાજામાં ફુલના વરસાદ અને 'હુ રૂ રૂ રા ' શબ્દની ગર્જના સાથે દાખલ થવું, અને ઈશ્વરની કૃપાથી રત્નની પ્રાપ્તિ થવી તે બરાબર સાંભરી આવે છે. નજર આગળ તરી આવે છે. "

૧ કલાપીનો સાહિત્યદરબાર : શ્રીબોધ માર્ચ, ૧૯૩૮

આ ડિસેમ્બરની ૩૧મી તારીખે કલાપી રાજકોટ જવા માટે નીકળ્યા તે સમયનો પ્રસંગ હોય એમ લાગે છે. કારણ ૨જી જાન્યુઆરી ૧૮૯૦ના રોજ રાજકોટથી તેમણે રમાને જે પત્ર લખ્યો તેમાં તેની પહેલાં પોતે લખેલો પત્ર મળ્યો કે નહિ એમ પુછાવ્યું છે. વળી એ પત્રમાં લખ્યું છે કે પોતે પ્રથમ પત્ર લખ્યો તે પહેલાં તેમને રમાનો પત્ર મળી ગયો હતો. આ પ્રમાણે ૧૮૯૦ના આરંભથી જ શરૂ થયેલ પત્રવ્યવહારની ગતિ અને જથ્થો શરૂઆતનાં વર્ષોમાં અસાધારણ છે. એક દિવસમાં બે બે પત્રો અને તાર મારફત પણ આ દંપતીએ સ્થલના અંતરને સાંધવાનો સતત પ્રયાસ કર્યો હોય એમ દેખાય છે.

શરૂઆતથી જ કલાપીએ રમાને પોતાને પ્રિય એવી કાવ્ય-પ્રવૃત્તિ તરફ દોરવાનો પ્રયત્ન કર્યો. 'તમને ગાયનનું સારું જ્ઞાન હોવાને લીધે મને લાગે છે કે તમે સાધારણ કવિતા પણ રચી શકતા હશો. જો એમ હોય તો વખત કાઢવાને વાસ્તે એ ઉત્તમ ઇલાજ છે. જો એમ હોય તો તમે એક હોરી રચજો અને રચ્યા પછી સારી નથી થઇ એમ મનમાં ન લાવતાં મને લખી મોકલજો... જરાપણ આવડતું હોય તો વધારે મેળવવું. જો તમને આ વિષે થોડું જ્ઞાન હોય તો આ વિષયની ચોપડીઓ તમને જે ઠીક લાગે તે મારી પાસેથી મગાવી લેજો.'[૧]

રમા કાવ્યો લખીને કલાપીને લખતાં અને કલાપી પણ કાવ્યો જોડીને રમાને મોકલતા. કવિતાની દૃષ્ટિએ કલાપીનાં આ કાવ્યોની કીમત અત્યારે બિલકુલ ન લાગે, છતાં જીવનચરિત્રની દૃષ્ટિથી તેનો ઘણો ઉપયોગ છે. તે જ પ્રમાણે કલાપી સંસ્કૃત વૃત્તોમાં ઉચ્ચ પ્રકારનાં કાવ્યો લખવા માંડયા તે પહેલાં તેમના શરૂઆતના પ્રયાસો કેવા હતા તે જાણવાથી તેમણે કરેલી પ્રગતિનો બરાબર ખ્યાલ આવી શકે છે અને તેમના કવિ તરીકેના મૂલ્યાંકનમાં તેથી ઘણી સહાય મળે છે

---

૧. તા. ૨-૧-૧૮૯૦

એમ માની તેમાંનો એક નમૂનો જોઇએ. કલાપીનાં કાવ્યો 'સુદર્શન'માં ૧૮૯૨માં છપાવા માંડ્યાં, તે પહેલાં બે વર્ષ ઉપરના આ પ્રયાસો છે.

તા. ૭–૯–૧૮૯૦ના પત્રમાં લખે છે : ' જો કે સ્વપ્નાની કવિતા પૂરી થઇ નથી, પણ બીજી એક મેં કરી રાખી છે. તે તમને આનંદ આપવાને લખું છું. તમને કયો રાગ પસંદ છે તે કેમ નથી લખતા ? કે જેથી તેવા રાગમાં બનાવું ? ' અને પછી એ 'કવિતા' આપે છે:—

( ગીતિ )

'ઝાડ જેમ પૃથ્વીને, બાઝ્યું છે ઉત્સંગે દૃઢતાથી
તેમજ પ્રીતિ તારી, વળગી મુજને ઉંડી જડ નાખી.

( શિખરણી વ્રત છંદ )

અહો પ્યારી મારી, શોક ન કરજે જરી હવે,
દિવસ તેર રહ્યા છે, મળવા પ્રિય મારી તને;
લોહચુંબક લોઢાને, ખેંચે છે જ્યમ નિજ ભણી,
તેમજ પ્રીતિ તારી, ખેંચે મુજને તુજ ભણી.'

રાજકોટથી લખેલા બીજા એક પત્રમાં કલાપીએ લખ્યું હતું : ' મને આથી શું મોટો સંતોષ ? માણસને મોટામાં મોટું સુખ શું ? દોસ્ત સારા મળે તે. તો મ્હને તમ જેવા સારા મનના, પ્રેમી અને આજ્ઞાંકિત મિત્ર મળ્યા છે જે આ દુનીયામાં મળવા સૌથી મુશ્કેલ છે. અરે જેને હું સ્વપ્નમાં પણ ઓળખતો નહોતો અને મને સારા ભાગીદાર મળશે કે નહિ એની મોટી શંકા હતી તે શંકામાંથી ઇશ્વરે મને મુકત કર્યો. આથી મોટું સુખ શું ? કાંઇ જ નહિ. તમારા વિષે અને તમારી વર્તણુક વિષે મને પૂરેપૂરો સંતોષ છે, અને તેવોને તેવોજ રહે એવું જગતનિયંતા પાસે માગું છું. ઇશ્વર આપણું સુખી જોડું સુખી જ રાખે એવી હું પ્રાર્થના કરૂં છું...હવે મારા મનના અને પ્યારના બે ભાગ થયા છે. પહેલાં તો ચોપડીઓ એજ મને

શાન્ત કરતી, પણ હવે એનું પરાક્રમ તો તમે છીનવી લીધું છે.'[1]

એક પત્રમાં મથાળું કરવામાં આવ્યું છેઃ 'કેદખાનું (રાજકુમાર કૉલેજ)' એ કલાપીના આ શબ્દોનું સચોટ રીતે સમર્થન કરે છે.

અહીં વિચારશીલ વાંચનારને બે પ્રશ્નો થાય એ સ્વાભાવિક છે. પહેલો પ્રશ્ન તો એ કે કલાપીનું આ વાક્ય જાણીતું છે કેઃ 'લગ્ન થયાં પણ મને મારા અભ્યાસમાં નડનાર ને અરૂચિકર હતાં' એનો મેળ કલાપીના આ ઉક્ત દાંપત્યપ્રેમની સાથે કેવી રીતે બેસાડવો? તેનો એક ઉત્તર તો કલાપીએ ઉપર જ આપી દીધો છે કે તેમનો પ્રેમ હવે અભ્યાસ અને રમા વચ્ચે વહેંચાઈ ગયો. અને બીજો ઉત્તર પણ આ વાકય જે પત્રમાં આવે છે તેમાં જ કલાપીએ જ આપી દીધો છે.

ઉપર લખેલા વાકય પછી પત્ર આગળ ચાલે છે 'એ અરૂચિ આ છોકરીને જોયા પછી ઉડી ગઇ. લગ્ને મ્હને બે સ્ત્રીઓ આપી હતી. જેને હું સમજી શકતો નહિ. એને ન્યાય આપવામાં પ્રેમ કરતાં વધારે મારૂં હૃદય રોકાયું હતું. પણ લગ્ને મ્હને આ બાળકી પણ આપી હતી. રાજાના કુટુંબની એકથી વધારે સ્ત્રીઓના પરિણામ રૂપે નીપજતી ખટપટ, મ્હારા ગૃહમાં, મ્હારી સંપ તરફની અભિરૂચિને લીધે જ અને વ્હેવારકુશળતાના અભાવે વ્હેલી આવી. ભલે આવી. રમાને હું સમજી શકયો અને આનંદ થયો. (બીજી સ્ત્રીને) પણ સમજી શકયો અને કાંઇ ખેદ થયો. પણ હવે રમાને ત્યાં જમવા વિ. ની ગોઠવણ થતાં એ ખેદ અને એ આનંદ બંને પેલી ન્હાની શોભના વિશેષ નિકટ આવવાથી ઉડી ગયા. રમામાં ગુણ હતા, કાંઈ સૌંદર્ય પણ હતું, પણ સૌથી વિશેષ કાંઇ એની દાસીમાં હતું.'[1] એટલે રમાની તરફ કલાપીનું જે આકર્ષણ થયું અને વધતું ગયું, લગ્ન અરુચિકરને બદલે રુચિકર લાગવા માંડ્યું,

---

૧ શ્રી. કલાપીની પત્રધારા, પૃ. ૪૭૪–૭૬

તેમાં બાળક શોભના પ્રત્યેના વાત્સલ્યભાવે પણ મોટો ભાગ ભજવ્યો હતો.

બીજો પ્રશ્ન એ થાય તેમ છે કે કલાપીનાં શરૂઆતના કવિતા લખવાના પ્રયાસો આવા નબળા હતા, તો થોડા જ સમયમાં તે સારાં કાવ્યો કેવી રીતે લખી શક્યા? તેનો વિસ્તારથી જવાબ તો કલાપીનો કવિ તરીકે વિચાર કરીશું ત્યારે આગળ ઉપર આપવાનો રહેશે, પણ હાલ તુર્ત એક બાબત કહેવા જેવી લાગે છે. કલાપીના ગદ્યમાં ઘણી શક્તિ હતી એવું તો આ શરૂઆતના પત્રોમાં પણ દેખાય છે, અને પછી જ્યારે તેમણે છંદો ઉપર કાબૂ મેળવ્યો ત્યારે આ જ શક્તિ તેમને કામ લાગી. આ સમયના પત્રમાંથી આવા થોડા નમૂના, આ પ્રકરણ સાથે જ સંબંધ રાખે તેવા વિષયના, અહીં તેથી આપું છું.

રમા વિશે લખ્યું છે: 'જેને મારા હૃદયમાં જ હું રાખું છું, જેને દુઃખે દુઃખ ને જેને સુખે સુખ માનું છું, જેને માટે મેં મારો વિદ્યાભ્યાસ ને સરસ્વતી સેવના મૂકી, જેને માટે હું હંમેશાં દુઃખી રહ્યો, જેને માટે મેં મારી તંદુરસ્તીનું બલિદાન આપ્યું, જેને હું મારો પ્રાણ ગણતો, જેને હું મારી વાત કરવાની જગ્યા, મારી ખુશાલીનું ઠેકાણું, મારી દિલગીરી ને શોક કાપવાનું હથિયાર ગણતો' વગેરે.[૨] અહીં કાદંબરીની અસર દેખાય છે. અને કાદંબરી એ તો ગદ્યકાવ્ય જ છે ને? આવું જ બીજું દૃષ્ટાંત:—

'હવે મારા મનમાં, હૃદયમાં, શરીરમાં અને રૂંવાટે રૂંવાટે દુષ્ટ મદનના શર ખૂતી ગયાં છે, જે મને દિનરાત ચેન પડવા દેતાં નથી; જેણે મને દિવાનો બનાવી દીધો છે, જે મારા સુખને આઘું ધસરડી જાય છે, ને જે મારા મન પર બેહદ બોજો મુકી મુંઝવી દે છે; હવે તે બાણથી ભાગી હું ક્યાં જાઉં? તે બાણ ન લાગે તેવો શું ઉપાય

૧ તા. ૧૦–૭–૯૦

૨ તા. ૨૭–૭–૯૦

કરૂં ? આ શરીર, આ વિચારો, આ હૃદય, આ મન એમાંનું કાંઈ હવેથી મારૂં નથી. કારણ કે તે તો મેં ક્યારનાયે......તને અર્પણ કરી આપેલ છે. હવે તેની સાચવણ તને જેમ ઉચિત લાગે તેમ કરજે ?'

આવી વાક્છટાની સાથે વારંવાર કલ્પના પણ ભળે છે. મદનને શંકરે બાળ્યો છતાં હાલ તે કેવી રીતે દુઃખ દઈ શકે ? અનંગ છતાં તે બળ કેમ વાપરી શકે ? વગેરે પ્રશ્નો ઉઠાવી તેના કલ્પનાથી જવાબ પણ કલાપી આપે છે. વળી અલંકારો પણ તેમના પત્રોમાં વારંવાર દેખાય છે. આ પ્રમાણે કવિતાની સામગ્રી તેમના પત્રોમાં પણ ભરપૂર દેખાય છે. તાત્પર્ય કે ભવિષ્યના કવિનાં આ લખાણો છે એમ તો ચોક્કસ લાગે તેવું છે. તેનો એક છેલ્લો દાખલો આપી દઉં. રમાના રોહા ગયા પછી પત્રમાં જરા વિલંબ થતાં આ કવિહૃદય કેવી પ્રશ્નપરંપરા કરે છે !

'સખીઓએ શું બધો વખત લઇ લીધો ? સગાંવહાલાં શું બધી પ્રીતિ લુંટી ગયાં ? રમતગમતે બધું મન ખેંચી લીધું શું ? ગાયન અને ઢોલ વગેરે સાધનોએ જૂની ઓળખાણ મનમાં આણી હાથ અને જીભ પોતાની સાથે જ શું રોકી રાખ્યાં ? આમ તેમ રખડતા, પ્રીતિથી પીગળી ગયેલા કોમળ હૃદયવાળા મિત્રને શું વિસારે મેલ્યો ? તેનું વિયોગનું દુઃખ પણ મનમાં ન આણ્યું ? કાગળથી સુખ આપવું પણ બંધ કર્યું ?'[૧]

આ પત્રોના ઉતારા જેમ કલાપીની કવિ તરીકે શક્તિ બતાવે છે તે જ પ્રમાણે તેમની રમા પ્રત્યેની ઉચ્ચ પ્રેમની ભાવના પણ વ્યક્ત કરે છે. આમ છતાં કલાપીએ પ્રેમને બદલે ન્યાય આપવાનો પ્રયાસ શરૂઆતમાં કર્યો હતો એમ કહ્યું છે તે તરફ તેમને પોતાને ન્યાય આપવા માટે આપણે જોવું જોઇએ.

---

૧ તા. ૭-૧૦-૯૧

લગ્ન થયા પછી એક મહિના પછી જ કલાપીએ રમાને લખ્યું હતું : ' તમારે બંનેએ એક જ માની બે દિકરી માફક વર્તવું, અને આનંદથી સાથે રમીજમી વખત કાઢી નાખવો.

'તમારી બેનને ભણાવવું જેમ બને તેમ જલદીથી શરૂ કરજો. પહેલવેલી ' મેવાડની જાહોજલાલી ' વંચાવજો અને શુદ્ધ લખતાં શીખવવામાં પૂરેપૂરૂં ધ્યાન આપજો. કારણ કે કાના માત્રની બહુ જ ભૂલો પડે છે. '[1]

કોટડાંવાળાં રાણી પહેલાં પોંખાયાં હતાં એટલે તે પટરાણી ગણાય. પણ આ પ્રમાણે નાના મોટાનું અભિમાન રાખવાથી ' ઇતરાગ ' થાય અને એ ઇતરાગ કલાપીને જોઇતો ન હતો તેથી તેમણે બન્નેને સમાન હોવાનું અને સમાન છે એમ સમજીને એ રીતે જ રહેવાનું સમજાવ્યું હતું.

૧૮૯૦માં રમાએ એક પુત્રીને જન્મ આપ્યો હતો. તેનું નામ હરિબા પાડવું ઘટે તો પાડજો એમ કલાપીએ લખ્યું હતું.

બન્નેને સમાન ગણવાનો મનથી નિશ્ચય હોવા છતાં અને તે રીતે વર્તવાનો પ્રયાસ કરવા છતાં કલાપીનું મન રમા તરફ શરૂઆતમાં વધારે હતું, અને પછી તે શોભના તરફ ઢળ્યું.

આર્યાવર્તનો પ્રવાસ અધૂરો મૂકી કલાપી રમાની માંદગીનો તાર આવવાથી મુંબઇથી ૧૧મી માર્ચે રોહા જવા નીકળ્યા. સમુદ્રમાર્ગે મુંબઇથી નીકળી તે કચ્છના માંડવી બંદર ઊતર્યા, અને ત્યાંથી રોહા ગયા. રોહામાં તે લગભગ બે માસ રહ્યા, અને ત્યાર પછી ૧૫મી મેએ રોહા છોડી રોહાવાળાં રાણી સાહેબ સાથે ૨૨મી મેએ લાઠી આવ્યા. રોહામાં બીજી એપ્રિલ ૧૮૯૨ના રોજ કલાપીનાં બીજાં કુંવરીનો જન્મ થયો હતો.

કલાપીને એકાંતવાસ ઘણો પ્રિય હતો, તેથી હવે પછીનો

---

૧ તા. ૪-૧-૯૦

ઘણો સમય તે રાજકોટમાં રોહાવાળાં રાણી સાથે રહ્યા. કલાપીના પાટવી કુમાર શ્રી. પ્રતાપસિંહજીનો જન્મ આ સમય દરમ્યાન રાજકોટમાં જ ઈ. સ. ૧૮૯૨ માં થયો હતો. ત્યાર પછી થોડા મહિના બાદ કોટડાવાળાં રાણીના કુમાર શ્રી. જોરાવરસિંહજીનો જન્મ સંવત ૧૯૪૮ના અસાડ સુદિ ૧૫ના રોજ થયો હતો.

બે રાણીઓને સમાન દરજ્જે રાખી તેમની સાથે શાન્તિથી જીવન ગાળવાનો કલાપીનો નિશ્ચય એક પ્રકારની હૃદયત્રિપુટી રચવાનો જ પ્રયાસ ગણાય. પણ કલાપીના જીવનમાં આના કરતાં વધારે રોમાંચક હૃદયત્રિપુટીનો પ્રસંગ નિર્માયો હતો.

રમાની સાથે દાસી વર્ગમાં મોંઘી નામની કચ્છની એક ખવાસ કોમની છ સાત વર્ષની બાલિકા આવી હતી. કલાપીનું પ્રથમ દૃષ્ટિએ જ તેના તરફ આકર્ષણ થયું. ‘ હૃદયત્રિપુટી ’માં કલાપીએ લખ્યું છે તે કલ્પનાસૃષ્ટિ બાદ કરતાં આ સંબંધમાં ઉપયોગી માહિતી પૂરી પાડે છે. વત્સા મોંઘીમાંથી સ્નેહરાજ્ઞી શોભનાના પરિવર્તનનો ઇતિહાસ ખરેખર રોમાંચક છે, અને કલાપી તરફ ગુજરાતના કવિતાવાંચકોનું જે અસામાન્ય આકર્ષણ છે તેનું એક કારણ આ અદ્ભુત કિસ્સો પણ છે.

# પ્રકરણ પાંચમું

## હૃદયત્રિપુટી

**રમાની દાસી,** કચ્છની ખવાસ કોમની અભણ બાલિકા, મોંઘીમાંથી લાઠીના રાજવી કવિ કલાપીની સ્નેહરાજ્ઞી શોભનાના અજબ પરિવર્તનના કિસ્સાએ અનેક નાનકડા નવલકથાકારોને કથાવસ્તુ પૂરું પાડયું છે. પણ હું અહીં એ રોમાંચક કિસ્સાને હકીકતો અને વિગતોના અંકોડા મેળવીને આધારભૂત તવારીખ તરીકે જ રજૂ કરવા ઇચ્છું છું. આ પ્રણય-ઇતિહાસ જાતે જ, તદ્દન સાદી રીતે કહેવામાં આવે તોપણ અદ્‌ભુત રસ જગાડે તેવો છે. વળી એ વિગતવાર હજુ સુધી એકે વખત કહેવામાં આવેલ નથી. સ્વ. કાન્તે કલાપીના કેટલાક પત્રો છાપ્યા ત્યારે વાંચકોને કલાપીના પ્રણયજીવનની પરીકથાનો પ્રથમ પરિચય થયો. ત્યારપછી વાંચકોના મનમાં આ વિશે જાણવાની ઇચ્છા વધતી ગઈ છે, અને કલાપીના પત્રો પ્રકટ થવાથી તે ઠીક પ્રમાણમાં સંતોષવાનું સાધન તેમના વિચારશીલ વર્ગને સાંપડયું પણ છે. કારણ આ પત્રોમાંથી સીધી અને આડકતરી રીતે ઘણું જાણવાનું મળે છે, એટલું જ નહિ, પણ તેમાંથી જે સૂચનો મળે છે તે પરથી અભ્યાસીઓને તેમનાં કાવ્યોમાંથી પણ ઘણો પ્રકાશ તેમના પ્રણયજીવન પર પડતો દેખાય છે, અને તેથી ઘણું નહિ સમજાતું સમજાય છે.

એટલે અહીં, કલાપીના પત્રો અને કાવ્યોમાંથી, આ જ રીતે આ લેખકે તેમના પ્રેમજીવનનો ઇતિહાસ આલેખવાનો પ્રયાસ કર્યો

છે. તેમાં લેખકે પોતાના તરફથી અનુમાનો દોરીને ચિત્રનો વિસ્તાર વધારવાનો કાંઈ પણ પ્રયાસ કર્યો નથી અને કલ્પનાના રંગો ઉમેરીને તેમાં ભભક લાવવાનો પણ પ્રયાસ કર્યો નથી. આ હકીકત જેમ બને તેમ કલાપીના જ શબ્દોમાં આપવાની પદ્ધતિ આ ઉદ્દેશ માટે વધારે ઉપયોગી થઈ પડશે એમ લાંબા વિચારને અંતે લાગ્યું છે. તે માટે પ્રથમ આત્મવૃત્તાંતના રૂપમાં આ પ્રકરણ લખવાનો પ્રયાસ કર્યો. એ માટે કલાપીના કેટલાક પત્રો ઘણા અનુકૂળ છે. પરંતુ એ પત્રોમાંથી જુદા જુદા ભાગો જોડીને જે લખાણ તૈયાર થયું તેમાં વચ્ચે વચ્ચે સાંધા આવતા હતા તે એક બીજા સાથે મળી જતા હોય એમ લાગ્યું નહિ. જુદી જુદી વ્યક્તિઓને, જુદા જુદા સમયે લખાયેલ પત્રોમાં આવું બને એ સ્વાભાવિક છે. વળી આ પત્રોની સાથે કલાપીનાં કાવ્યોને કેવી રીતે મેળવી દેવાં એ પ્રશ્ન પણ વિકટ લાગ્યો. કારણ કાવ્યોની અને પત્રોની ભાષાશૈલી તદ્દન જુદા જ પ્રકારની છે. પત્રોમાં સરલ, નિખાલસ શૈલી છે, ત્યારે કાવ્યોમાં કલ્પનાના અને કલાના અંશો હકીકતની સાથે એમને એમ છૂટા ન પાડી શકાય તેવી રીતે ભળેલા છે. એટલે તેમાંથી કોઈ છૂટક પંક્તિઓ, અન્વય કરીને પણ મૂકી શકાય તેમ નથી.

કથાપદ્ધતિ—જેમાં સંવાદ, પાત્રાલેખન વગેરે આકર્ષક અંગો આવી શકે તેનો પણ વિચાર કર્યો. પરંતુ તેમાં વાંચકોના મનમાં સાચું જ ચિત્ર ઊઠશે એવી ખાત્રી ન લાગી. જ્યાં ચરિત્રના નાયકના જીવનની હકીકતોથી વાંચકો બરાબર વાકેફગાર હોય ત્યાં આ પદ્ધતિ બરાબર છે. જેમકે, શેલીનાં અનેક જીવનચરિત્રો મોજૂદ છે, ત્યાં 'એરિયલ' એ નામથી ફ્રેન્ચ લેખક આન્દ્રે મોરવાંએ તેનું જીવનચરિત્ર લખ્યું છે અને તે નવલકથાના જેવું રસિક બન્યું છે. પરંતુ પહેલીજવાર કલાપીનું જીવનચરિત્ર લખાતું હોય ત્યાં તો હકીકતો, વિગતો, અને વધુ વિગતો અને હકીકતો એ જ યોગ્ય માર્ગ છે એમ મને લાગ્યું છે, અને તેથી શરૂઆતમાં કહેલ પદ્ધતિ અહીં સ્વીકારી છે.

[૧] કલાપીનું લગ્ન થયું તેના બીજા જ દિવસે તેમણે એક છ સાત વર્ષની બાલિકાને તેમના મકાનની નીચેથી ચાલી જતી જોઇ. તેમના શિક્ષક ત્રિભુવન જાની પણ આ મધુર નિર્દોષતાની મૂર્તિને જ જોઇ રહ્યા હતા. તેને બોલાવી તેની સાથે વાત કરવાની ઇચ્છા તેમના મનમાં થઈ, પણ કાંઈક શરમ લાગી. પણ જાની માસ્તરે તેને બોલાવી. તે રમાની દાસી મોંઘી હતી, જેને કલાપીએ 'શોભના' નામ આપી સાહિત્યમાં અમરતા અર્પી છે. આ અપૂર્વ માધુર્યની મૂર્તિ જોઇ કલાપીને તેની પ્રત્યે વાત્સલ્યભાવ પ્રકટ્યો. આ અજાણી ખવાસની બાલિકા પાંચ મિનિટના સહવાસમાં જ સુરસિંહજીના કવિ-હૃદયનું હરણ કરી ગઇ. આ સમયે તેમને સોળ વર્ષ થયાં હતાં, પણ માતાના શિક્ષણને પરિણામે હજુ તે સ્ત્રીપુરુષનો પ્રેમ એટલે શું તે સમજતા ન હતા.

પણ હવે રમાને ત્યાં જમવાનું થતાં આ બાલિકા શોભનાની હાજરીને લીધે કલાપીને જીવનમાં અપૂર્વ સ્નેહાનંદ લાધ્યો. કલાપીએ તેને ભણાવવા માંડ્યું અને બે વર્ષમાં તેણે સારી પ્રગતિ કરી. પછી કલાપી પ્રવાસે ગયા, ત્યાં રમાના પત્રોની સાથે શોભનાના પત્રો પણ આવવા લાગ્યા. કલાપી રમા પરના પોતાના પત્રોમાં વારંવાર 'મોંઘી બેટા'ને તેનો અભ્યાસ ચાલુ રાખવાનું પ્રોત્સાહન આપતા.

તા. ૨૪-૧૦-૯૧ના પત્રમાં લખ્યું છે: 'મોંઘીના અક્ષર વાંચ્યા.' ત્યારપછી બીજે દિવસે લખેલા પત્રમાં કહ્યું છે: 'મોંઘીના અક્ષરો જોઈ અને ઘણું જ દુઃખ થાય છે. અહો, એ બિચારી મને સંભારે છે!' તા. ૧-૧-૯૨ના પત્રમાં ટૂંકો સંદેશો મળે છે: 'મોંઘીની ચીઠ્ઠી પહોંચી. એને કહેજે કે આ ચીઠ્ઠી સારી લખાણી છે.' શોભના ઉપર આ પ્રવાસ દરમ્યાન લખાયેલ એક ટૂંકો પત્ર કલાપીના હૃદયની કોમળ લાગણી સમજવામાં મદદગાર થઇ પડે તેવો છે.

---

૧ કાન્તને પત્ર, તા. ૧૧-૧૨-૯૭ સં. કલાપીના પત્રો (મુનિકુમાર ભટ્ટ) પૃ. ૨૪-૨૮

' મોંઘી બેટા,

તારી ચીઠ્ઠી વાંચી છે. હમણાં સુધી એ મારા ગજવામાં હતી. હમણાં તેને ફાડી નાખીશ. તું ભણે છે એ ખુશીની વાત. હું રોહે આવીશ ત્યાર પહેલાં પહેલી ચોપડી પૂરી કરજે. નાથીબાઈથી વધી ગઈ છું એ ઘણું સારૂં. સૌની સાથે તું તો આખો દિવસ રમતી હઈશ. હમીર બોલવા શીખ્યો હશે. એને કચ્છી શિખવશો નહિ. ભેંસા પેસાંને બદલે ગુજરાતી શિખવજો.

જીવરામ અને જેશંકરને મારા સલામ કહેજે. માજીઓને તાજીમ કહી શકે ? શરમાઈશ નહિ. હમીરને બોલાવજે.

લી. રખડતો બાપુ સુરસિંહ '

આવી જ પ્રણયાર્દ્રતા હિંદના પ્રવાસ દરમ્યાન લખાયેલા પત્રોમાં ટપકતી દેખાય છે. ' મોંઘી, બેટા કહી તેને કેદી બોલાવીશ ? પાણી પા, હાથ ધોવરાવ, ટુવાલ લાવ એમ તને કે'દી કહીશ. મેં તને કદી રોવરાવી નથી, હેરાન કરી નથી, પણ કદાચ ભણાવતાં માથામાં ટાપલી મારી હોય તો મને માફ કરજે. '

પ્રવાસમાંથી પાછા આવ્યા પછી બન્નેનો સહવાસ ઘણો વધી ગયો. શોભનાનો અભ્યાસ પણ વધવા લાગ્યો. પરંતુ તેથી જ કલાપીની ચિંતા પણ વધી. ' આ રત્ન તેની જ્ઞાતિમાં ક્યાં આપવું ? ' કલાપીએ એક ખવાસના છોકરાને શોધી કાઢ્યો અને તે ગુજરાતી ભણ્યો હતો એટલે તેને અંગ્રેજી અભ્યાસ કરાવવા માંડ્યો. પરંતુ રાજકવિની સ્નેહરાજ્ઞી થવા નિર્માયેલ શોભના અને આ સખ્ત દિલના છોકરા વચ્ચે કાંઈ લાગણી જાગી શકી નહિ. પરંતુ કલાપી અને શોભના વચ્ચેનો પ્રેમ વધતો ચાલ્યો. પ્રેમની અજબ ખુમારી આ યુવાન કવિહૃદયને ડોલાવવા લાગી, પણ જોકે તે દાંપત્યપ્રેમ હતો, વાત્સલ્ય ન હતું, છતાં તેમાં સંપૂર્ણ વિશુદ્ધિ હતી.

રમાએ બહુ સમજાવવાનો યત્ન કર્યો, અને કલાપીએ જાતે

પણુ પોતાના હૃદયને ફેરવવા અથાક પ્રયાસ કર્યો પણુ તે સર્વ મિથ્યા ગયું.

પોતે અન્ય સ્ત્રીને હૃદયમાં સ્થાન આપનાર જ નથી એ કલાપીનો નિશ્ચય હવે બદલાવા લાગ્યો. કલાપીએ બન્નેને સમાન રીતે ચાહવાનો નિશ્ચય મન સાથે કર્યો, પણુ રમાને તેની પ્રતીતિ કેવી રીતે કરાવી શકાય? છેવટે ત્યાગના સંકલ્પથી પ્રેરાઈ શોભનાને હૃદયમાંથી કાઢી નાખવાનો નિશ્ચય કર્યો, પણુ શોભનાને કાઢી નાખવા જતાં તો રમા અને આખું જગત હૃદયમાંથી નીકળી જતું લાગ્યું. કાંતો બન્નેને ચાહે અથવા કોઇને નહિ એવું થઇ ગયું.

પોતાના મનને મનાવવા કલાપીએ કરેલા પ્રયાસો 'ભરત' અને 'બિલ્વમંગળ' એ કાવ્યોમાં સરસ રીતે દેખાય છે. મૃગમાં આસક્તિ ખોટી છે એમ માનનાર ઋષિને કવિ સલાહ આપે છે: 'રમાડ તેને પણુ લુબ્ધ ના થજે.' અને 'બિલ્વમંગળ'માં કહે છે કે આ જગતનો પ્રેમ તો મિથ્યા છે, માટે જે સર્વદા રહેનાર છે તેને શોધી લે; પ્રિયાનો પ્રેમ તજી પ્રભુનો પ્રેમ ગ્રહણુ કર.

આ પ્રમાણે નીતિ અને પ્રેમના ખેંચાણુમાં બે વર્ષ નીકળી ગયાં. નીતિ જીતી અને બન્ને પવિત્ર રહ્યાં.

[1]આ સમય દરમ્યાન એક સવાલ કલાપીના મનમાં અધ્ધર જ રહ્યો હતો. પ્રેમમાં શરીરસંબંધ કાંઇ અગત્યનું તત્ત્વ છે? એ ઇચ્છા કલાપીને થતી હતી, પણુ તે કોઈ દિવસ પૂરી કરી શકયા ન હતા, કારણુ હૃદય તેને પાપ સમજતું હતું. શોભનાને પુત્રી, બહેન તરીકે ચાહતી વખતે રમાનો કાંઇ અપરાધ થતો હોય એમ લાગતું નહિ, પણુ હૃદય જ્યારે કામદૃષ્ટિ કરતું ત્યારે આવું લાગતું. જાણુવાલાયક વાત એ છે કે બુદ્ધિ તો આમાં પાપ નથી એમ માનતી, પણુ હૃદય જ ખેંચાતું, અને પછી હૃદય જ પાપ છે એમ માનીને પાછું પડતું.

૧ મણિલાલ નભુભાઈને પત્ર
શ્રી. કલાપીની પત્રધારા પૃ. ૨૫ થી ૨૯

આનું કારણ માત્ર નીતિ જ હશે કે બીજાં કારણો પણ તેમાં ભળેલાં હશે એ વિશે વિચાર કરતાં કલાપીને યોગ્ય રીતે જ સમજાતું હતું કે રમા, મિત્રો, કીર્તિ, લાંબા સમયથી એને પાપ માનવામાં આવે છે એ ટેવ, અને શોભનાને ચાહવાથી રમા કદાચ હૃદયમાંથી નીકળી જશે એ ભય એ સર્વ કારણો પણ હૃદયને પાછું પાડવામાં નીતિની ઉત્કૃષ્ટ ભાવનાને મદદ કરતા હતા. અહીં જણાવવું જોઇએ કે, કલાપીએ છેવટે એવો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો કે પ્રેમમાં સર્વ નીતિ સમાઈ જાય છે, અને હૃદયના ઐક્યમાં શરીરનો સ્થૂલ સંબંધ પણ પુણ્યરૂપ જ બની રહે છે.

( કાન્તને પત્ર તા. ૧૧–૧૨–૯૭ )

પણ પ્રેમ પોતાનું બળ અજમાવ્યે જ રાખતો હતો. તે કહેતો હતો

ફુલ વીણ સખે, ફુલ વીણ સખે,
હજુ તો ફુટતું જ, પ્રભાત સખે ?
અધુના કલી જે વિકસી રહી છે,
ઘડી બે ઘડીમાં મરતી દિસશે ![3]

પરંતુ પ્રેમ જો આ પ્રમાણે કહેતો હતો, તો સમાજ, મિત્રો, સલાહકારો બીજું જ કહેતા હતા.

[4]એકને ચાહતું તેણે બીજાને નવ ચાહવું !
એકને ચાહતું તેને બીજાએ નવ ચાહવું !

આની સામે પોકાર કરતાં કવિ કહે છે : ' કબૂલ છે કે દરેક ધારો કાંઈક હેતુપૂર્વક જ થયો હશે, પણ એ મદદ કરનાર ધારો જ કાંટાની માફક સમય જતાં ખૂંચનારો બની જાય છે. હું એક વખત રમાનો જ હતો, અને તે સમયે હું હૃદયપૂર્વક જનોના ધારાનું સેવન કરતો હતો. અને અત્યારે યે હું તારો પહેલાં હતો તેના કરતાં

૩ કેકારવ    ૪ કેકારવ : 'વ્હાલીને નિમંત્રણ'

જરાયે ઓછો નથી, તોપણ મારું હૃદય અત્યારે અન્યનું બન્યું છે. અને મને ખાત્રી છે કે કુદરત કદી પ્રેમને પાપ ગણુતી નથી, એટલે તે મારા પર, તેની પર અને તારી ઉપર પણ અમીદૃષ્ટિથી જોશે. વખત ચાલ્યો જશે, તેનું મુખ મારાથી દૂર ચાલ્યું જશે, અને પછી હું જીવી શકીશ નાહ. કદાચ તારે અનિચ્છાએ આ સત્ય સ્વીકારવું પડશે, તો પછી હાલ રાજીખુશીથી શા માટે ત્રણ હૃદયનું ઐકય કરવા કબૂલ નથી થતી ? તને કદાચ લાગશે કે હું કાલે કહેતો હતો તેના કરતાં હું આજે જુદું કહું છું. ખરી વાત. અને વળી આવતી કાલે હું આનાથી યે જુદું કહીશ. કારણ હું કુદરતના હાથમાં છું, અને તે દોરે છે તેમ દોરાઉં છું, અને નવાનવા પાઠો શીખું છું.'

Eternal Love, Eternal Lie—શાશ્વત પ્રેમ એ શાશ્વત જુઠાણું છે, એના ઉપર ભાષ્ય કરતા હોય એમ કલાપીએ કહ્યું છેઃ ૫"વ્હાલીનું હૃદય મને અગાધ ઉદધિ લાગતું હતું, અને તેમાં હું ઉંડે અને ઉંડે અવગાહન કરતો. એ પ્રેમજલનું તળીયું પાતાળમાંયે હોય એમ લાગતું ન હતું, અને એ જેમ અતલ હતું તેજ પ્રમાણે અતટ પણ હતું. એ સિન્ધુમાં હું ઉંડે અને ઉંડે ઉતરતો ગયો અને હું પાતાલનાં પડેપડ અને ગુફાએ ગુફાઓમાં ફરી વળ્યો. અનન્ત યુગ આમ ને આમ જ હું પ્રેમવારિધિમાં વીહર્યા કરીશ એમ માનતો હતો, એવામાં એક ખડક ઉપર મારો પગ ઠર્યો. ત્યાં દૈવી મોતિનો સ્વર ઉઠ્યો કે 'અમને સ્પર્શતાં ખારાશ મળશે, અમને સ્પર્શતાં ઉદધિ કડુ લાગશે, પણ અમને સ્પર્શતાં જ કોઈ નવી આશાનું દ્વાર ઉઘડશે.'

આ શબ્દો સાંભળીને કવિએ એ દૈવી મોતિડાંને હૃદય સાથે ચાંપી દીધાં. એટલે તેને મૂર્છા આવી અને તેણે ફરીથી અવાજો સાંભળ્યાઃ 'હે મનુષ્ય આ સિન્ધુમાં હવે કાંઇ ઉંડાણુ નથી, માટે તું અન્ય સિન્ધુમાં જા. આવા તો અનેક દરિયા તું ઉતરી આવ્યો છે, અને હજુ અનેક દરિયા તારે તરવાના છે. તલસ્પર્શ થતાં જ સિન્ધુ

૫ કેકારવ : 'પ્રપાત'

તળાવ બની જાય છે. એ પ્રમાણે હવે આ સિન્ધુનું પણ બન્યું છે અત્યારે આ સિન્ધુ કડવો બન્યો છે, તેજ પ્રમાણે કોઈ વખત બીજો સાગર પણ કડુ લાગશે. પણ હાલ તો આ છોડી જ દે. હવે હું જોઉં છું તો મને એક બાજુ મારૂં જૂનું તળાવ, એટલે રમા–હૃદય હાંફતું દેખાય છે, તો બીજી બાજુ શોભના–હૃદયરૂપી સિન્ધુ ગાજતો દેખાય છે. હું મારા હૃદયમાંથી વધેલો રસ બન્નેમાં ઢોળું છું, પણ હવે તળાવના જલ સાથે મારા હૃદયરસનો મેળ ખાતો નથી. મને ત્યાં સિન્ધુ ખેંચે છે, પણ અરેરે, અહિં તળાવ રડે છે. ત્યારે હવે હું મારૂં હૃદય કયાં ઠાલવું? વ્હાલા તળાવ, તું જ ફરીને સમુદ્ર બની જા. તું જ તારો રસ વિસ્તીર્ણ કર. પણ હું શું જોઉં છું? એ જલ તો વધુ ને વધુ સંકોચાતું જાય છે, અને મારૂં હૈયું વધારે ને વધારે વિસ્તીર્ણ બનતું જાય છે. બસ ત્યારે હવે સમજાયું. સંકોચ પામેલું હૃદય કદી વિકસી શકતું નથી, અને વિકાસ પામેલું હૃદય સંકોચાઇ શકતું નથી. તો પછી હે તળાવ, તને છેલ્લી સલામ. હું તને તજી જાઉં છું. આપણે ફરીથી મળીએ કે ન પણ મળીએ. પણ હું તારા ઉપકારોનું હમેશાં સ્મરણ કરીશ. હું આમ વિચાર કરું છું ત્યાં તો સિન્ધુ મને આકર્ષે છે. હું તેમાં ડૂબું છું, પણ ડૂબતાં ડૂબતાં એ જૂના નામનો જાપ જપી રહું છું.'

કલાપીના હૃદયની મહાન વ્યથાનું પણ કારણ આવું મહાન જ હતું. નવા પ્રેમથી આકર્ષાયા છતાં તે જૂના પ્રેમને વીસરી શકતા નહિ. રમા સાથેના લગ્નની જવાબદારીનું આ ભાન ન હતું. કારણ જો એમ હોય તો તેમણે તેમનાં બીજાં રાણીને પણ યાદ કર્યાં હોત. આ કોટડાવાળાં રાણી પ્રત્યે પણ તેમણે પોતાની ફરજ બજાવવાની સતત કાળજી રાખી હતી. પણ રમા પ્રત્યેની જવાબદારી તો લગ્ન ઉપરાન્ત પ્રેમની હતી. અને એ જ મુખ્ય હતી. નહિ તો ઘણી સહેલાઇથી તે ત્રીજું લગ્ન કરી શકત. પણ આ ત્રીજું લગ્ન પણ પ્રેમને માટે હતું અને તેમાં એકને ચાહનારે બીજાને ચાહવાનું હતું.

કલાપી તો ઘણીવાર એમ માનતા હતા કે બેયને ચાહી શકાય. પણ રમા એમ માની શકતાં ન હતાં. તેમને લાગતું હતું કે બીજી સ્ત્રી આવે પછી સાથે રહેવામાં કાંઈ રસ નથી. અને પછી કલાપીનું હૃદય પણ બદલાઈ જાય. ત્યારે કલાપી માનતા હતા કે તેમની લાગણી આટલા બધા સમય સુધી ફરી ન હતી, તો પછી રમા શોભનાને મેળવવામાં તેમને મદદ કરે તો પછી આવા ઉપકારના ભાર નીચે દબાયા પછી તો તેમની રમા પ્રત્યેની લાગણી કેમ જ ફરે? ઊલટી વધે. મણિલાલ નભુભાઇને પત્રમાં લખેલ આજ વિચાર કવિતામય વાણીમાં દર્શાવતાં કલાપીએ લખ્યું છે :

પ્રિયે ! તે ગ્રીષ્મતણી હતી લ્હાય,[1]
આપણે ફરતા કુંજની મ્હાંય

× × × ×

ત્યાં કળી કો ખીલતી હતી રમતી વાયુ સાથ,
' ચૂંટી લે ભોક્તા ! મને ' એ લવતી'તી વાત.
ભરેલો હજુ ય હતો મકરન્દ,
થયો ના હતો ભ્રમરનો સંગ;
હતી તેમાં શી રસિક સુવાસ !
જવાનું મને ગમ્યું તે પાસ.
ચુંટી તે તેં દીધી ઝટ મને,
કર્યું મેં ચુંબન કેવું તને !
ઊન્હી લૂ ઉડી ગઈ ! શીત થયાં સહુ અંગ !
આભારી મુજ નેત્રમાં નવો ભરાયો રંગ !
પ્રિયે ! તો મૃદુ મુખકળી એ આજ
ડરે તું કેમ આપવા કાજ ?
દહે લૂ ગ્રીષ્મ ઝિન્દગી તણી,
ઔષધિ નહીં વિના એ કળી.

૧. કેકારવ : બે કળી

ભૂલું કયમ તુજને પ્રિયે ! કળીનો લઈ પરાગ ?
આભારી બનશે દગો ? બુઝાશે ઉર આગ !

પણ રમાના મનનું સમાધાન થયું નહિ. અને કલાપી મહાન ત્યાગ કરવા તૈયાર થયા. શોભનાનું બીજી જગ્યાએ લગ્ન કરી નાંખવામાં આવ્યું. પણ વસ્તુનો ત્યાગ કરવાથી વાસનાનો ત્યાગ થતો નથી. કલાપીનું હૃદય શોભના માટે ઝૂરવા લાગ્યું. સંસાર—ભોગવિલાસ તરફ તેમને કંટાળો આવી ગયો.

કલાપીના સ્વભાવમાં પહેલેથી જ વૈરાગ્ય તરફ વલણ હતું, તેમાં આવી નિરાશા આવવાથી જીવનમાંથી સર્વ રસ ઊડી જાય એ સમજી શકાય તેવું છે. આ સમય દરમ્યાન કલાપીએ પોતાના હૃદયની વ્યથાને કાવ્યોદ્વારા માર્ગ આપવાનો પ્રયાસ કર્યો છે. તેજ પ્રમાણે મણિલાલ નભુભાઇ અને મણિશંકર પરના પત્રોમાં પણ પોતાની હૃદયવ્યથા વ્યક્ત કરી છે. મણિલાલને તો તેઓ ગુરુ માનતા હતા, એટલે તેમની પાસેથી સલાહ માગતા અને તેને અનુસરવાનો પ્રયાસ બીજા વિષયોની માફક આ બાબતમાં પણ કરતા.

કલાપીને શોભના માટે ખાસ દુઃખ એ થતું હતું કે પુસ્તકો અને મિત્રોનું જે આશ્વાસન તેમને પોતાને મળતું હતું, તે તેને મળતું ન હતું. વળી રમાના સંબંધમાં તેમને લાગ્યું કે ખરું જોતાં તેમણે રમાને તૃપ્ત કરવા ખાસ પ્રયત્ન કદી કર્યો જ ન હતો. પોતાની તૃપ્તિને જ રમાની તૃપ્તિ તેમણે માની હતી. તો આ બાબતમાં પણ તેમ શામાટે ન કરવું ? પણ પહેલાં તો પોતાની તૃપ્તિની સાથે રમાને તૃપ્તિ મળતી હતી એ વાત કલાપી ભૂલી જતા લાગે છે. અસ્તુ. મણિલાલને પત્રમાં લખેલી આ વાતનું સ્પષ્ટીકરણ કવિતામાં કરતાં કલાપીએ લખ્યું છે:

બન્ધાઇ છે શિથિલ સઘળી લગ્નની ગાંઠ આંહી.[૭]

× × × ×

---

૭ કેકારવ : બેપરવાઈ 'હું ત્હારો હતો'

સ્પર્શે ગોળા પણ અડી શકે એક બિન્દુ જ માત્ર,
આલિંગે છે હૃદય પણ તે બિન્દુએ એક માત્રઃ
મારો તારો નકી નકી હતો એજ સંબંધ વ્હાલી !
ના લાંબો કે દૃઢ પણ નહીં ! તૂટતાં શી નવાઇ ?

× × × ×

તુંમાં હુંમાં બહુબહુ હતાં બિન્દુ ના સ્પર્શનારાં,
તે સૌ ધીમે બહુ સમયથી કમ્પતાં વાસનામાં,
અન્તે ગોળો મુજ હૃદયનો કમ્પની તીવ્રતાએ,
છોડી ચાલ્યો તુજ હૃદયને, અન્યને ભેટવાને.

× × × ×

તોયે કૂહેવું પ્રિય પ્રિય અરે ! કાલ તારો હતો હું,
ને અત્યારે વહી જઈ હવે આજથી અન્યનો છું.

આ પ્રમાણે લખવું સહેલું હતું, પણ આચરવું સહેલું ન હતું. હજાર જાતના વિચારો આવી આવીને કલાપીના આ નિર્ધારને ડગાવતા હતા.

શોભના આવે તો રમા સાથે ન રહી શકે, એવો એમનો નિર્ણય હતો. કલાપીને બાળકો અને રમાથી જુદા પડતાં ઘણું દુઃખ થતું હતું, પણ રમાને શોભનાનો ડર લાગતો હતો. તેથી તે તેમને ઇચ્છા મુજબ વર્તવાની છૂટ આપવાના નિશ્ચય ઉપર આવ્યા હતા. પરંતુ તેમને રમામાં ઘણી આશા હતી. તે માનતા હતા કે રમાને તે છેવટે સાથે રહેવા સમજાવી શકશે. જો પતિ તરીકે પોતે આજ્ઞા કરે તો રમા ગમે તે કરવા તૈયાર હતાં. પણ કલાપી આ પ્રમાણે પોતાની પતિ તરીકેની સત્તા વાપરવા માગતા ન હતા; તે તો પ્રેમી તરીકેનો અધિકાર અજમાવવા ઇચ્છતા હતા.

બીજું, રમાને દુઃખ અપાયેલું જાણી લાઠીના કામદાર કદાચ નોકરી છોડીને ચાલ્યા જાય. કલાપીને આ માણસ કામદાર તરીકે પસંદ હતા, પણ જો તેમને ન જ રહેવું હોય તો ભલે જાય.

ત્રીજું, એજન્સીમાં કદાચ લાઠીના રાજવી અસ્થિર મનના ગણાઈ જાય. આ ભયનો જવાબ કલાપીએ વીરતાથી આપ્યો છે : 'એજન્સી ઈશ્વર નથી. એ એક એવી તરવાર છે કે તેનાથી ડરનાર માટે તરવાર જ છે, અને જ્યારે તેનો ડર ગયો ત્યારે એક નેતરની સોટી પણ નથી.'[૮]

ચોથું, શોભનાનો પિતા અને તેના સંબંધીઓ ખવાસ જેવાં હલકાં ન હતાં, એટલે શોભના કલાપીનાં થાય એ જાણતાં જ તેઓ તેનો ઘાત કરે. તે માટે તો કલાપીએ એવો રસ્તો કાઢ્યો કે શોભના પોતાને ચાહે છે એવી ખબર પડે કે તુર્ત જ તેને રક્ષણ નીચે મૂકી દેવી. અને કદાચ કલાપીના પોતાના જ જીવનું જોખમ થવાનો પ્રસંગ આવે તો ? તો 'માણસ સામે માણસ હોય એમાં કશો વિચાર કરવા જેવું નથી ?'

અને પ્રણયવીરનો ધર્મ સમજાવતાં તેમણે લખ્યું છે : "પ્રેમી પ્રેમ સિવાય બીજી બધી બાબતોમાં બેદરકાર હોવો જોઈએ, કેમકે તેને બીજી કોઈ બાબત જ છે નહિ. તું અન્યની સ્ત્રીને અને તે સ્ત્રી તને ચાહે જ છે તો તે સ્ત્રીના વર પાસે આવો દાવો કરવાનો– 'તારા કરતાં મારો હક તે પર વધારે છે, ન માને તો લે હાથમાં તરવાર' આ વર્તણુક દુનિયાને ગમે તેટલી હાનિકર્તા હોય પણ પ્રેમને તો શોભાવનારી છે."[૮]

પણ કદાચ આ બાલા જ હવે તેમને નહિ ચાહતી હોય તો? આ પ્રશ્ન ગંભીર હતો. પણ કલાપી પ્રેમ મેળવવા માગતા ન હતા, આપવા જ માગતા હતા. પણ એક પ્રેમી હૃદય બીજા પ્રેમી હૃદયને

---

૮ મણિલાલને પત્ર તા. ૬–૧૧–૯૭ ('કલાપીના પત્રો' સંપાદક મુનિકુમાર ભટ્ટ)

'શ્રી. કલાપીની પત્રધારામાં પણ મણિલાલ ઉપર કલાપીએ લખેલો આ વિસ્તૃત પત્ર છપાયો છે,' પણ તેમાં છેવટની સહી કર્યા પછી લખાયેલી કંડિકા નથી, જેમાં ઉપર ઉતારેલી પંક્તિઓ છેલ્લે આવે છે.

ઓળખી શકે છે. તેથી કલાપીને શોભનાના હૃદયની અંતરથી તો ખાત્રી જ હતી.

વળી—

'ના ચાહે એ' કહીશ નહિ તું! વ્યર્થ કહેવું નકી એ![૯]
હું ચાહું ને કયમ નવ મને, ભાઈ! ચાહે અરે એ?
વ્હાલા! વ્હાલી મુજ હૃદયની આરસી છે નકી એ!
અર્પું છું હું જિગર મુજ તો કેમ ઝીલે નહિ એ?

× × × ×

ના ચાહે એ પણ હૃદયનું એ જ છે સ્નેહસ્થાન!
ચાહે તેને પળપળ તણું હોય ના કાંઈ ભાન!
અર્પી દીધું! બસ થઈ ગયું! લૂંટનારૂં લૂટે છો!
ના પ્રીતિ ને હૃદય રસનો કાંઈ વેપાર થાતો!

પણ એક વિચાર કલાપીના હૃદયને સૌથી વધારે વ્યથા પહોંચાડતો હતો. શોભનાનું લગ્ન અન્યની સાથે કરી દેવામાં આવ્યું હતું. આ એક મહાન ભૂલ થઈ હતી. તેથી હવે તેનો પતિ કદાચ ન માને તો? તો પછી અન્યની સ્ત્રીને ઉપાડી જનાર રાજા પ્રજાને ન્યાય કેવી રીતે આપી શકે? પ્રજા આમ ભલે માને, પણ કલાપીને ખાત્રી હતી કે તેમની ન્યાય આપવાની શક્તિમાં કે વૃત્તિમાં આથી જરાએ ફેર પડવાનો નથી. પોતે રાજા તરીકેની સત્તા શોભનાને મેળવવા વાપરે છે એ યોગ્ય છે ખરૂં? બીજો સામાન્ય માણસ આમ કરી શકત? આવી શંકા ઉઠાવી તેના જવાબમાં કલાપી જ કહે છે કે રાજા હોવાથી જ અત્યાર સુધીની બધી મુશ્કેલીઓ તેમને ભોગવવી પડી છે, તો પછી એ સ્થિતિનો પોતાના હૃદયની એક વાતમાં ઉપયોગ કરવામાં ખોટું શું?

આ પ્રમાણે સર્વ બાજૂનો વિચાર કરી મન સાથે છેવટનો નિર્ણય કરી નાખ્યા છતાં, મહિનાઓ સુધી કલાપીએ પોતાના આ

૯ કેકારવ : 'ના ચાહે એ.'

નિશ્ચયને અમલમાં મૂકવાનું મુલતવી રાખ્યું. તે જ બતાવે છે કે તેમના મનમાં કર્તવ્ય વિશે કેટલો ઊંચો ખ્યાલ હતો. તેઓ ફરજ અને પ્રીતિને એક જ માર્ગમાં દોરવા માગતા હતા. પરંતુ શોભનાની સ્થિતિ વધારે ને વધારે અસહ્ય બનતી જતી હતી, અને કલાપીને જાણે વિશ્વના અણુ અણુમાંથી તેના જ સંદેશા મળતા હતાઃ

નિસાસો આવે છે! હૃદય ધડકે છે નવીન કૈં![10]
સહુ છૂપા તારો ઝણઝણ થતા કમ્પિત બની!
હજારો કોશો એ વદન પ્રિય જે દૂર વસતું,
ઉન્હા ત્હેના શ્વાસો મમ અધર પાસે ફરકતા.

× × × ×

ઝીણા ઝીણા ઉઠે લલિત સ્વર તેના રુદનના,
પડે છાના તેના મધુર ભણકારા હૃદયમાં;
કંઈ કાલો વીત્યા ફરી નવ સુણ્યો એ સ્વર હતો,
હજારો કોશોથી મુજ શ્રવણમાં આજ પડતો.

× × × ×

પિયુ! વ્હાલા! સાથી! મુજ હૃદયની વ્હાર કરજે

પ્રેયસીનો આ આર્તનાદ કવિના હૃદયમાં ચોવીસે કલાક ગુંજવા લાગ્યો. તેથી ધીમે ધીમે કલાપીની હૃદયવ્યથા એટલી બધી વધવા લાગી કે તેમણે નિશ્ચય કરી લીધો અને સર્વની પરવાનગી પછી, અને એના માલિકોની ઇચ્છા પછી તા. ૧૧–૭–૯૮ ના રોજ તેમણે શોભનાને પોતાની કરી. કોઇએ એજન્સીમાં ફરિયાદ કરી તે પરથી એજન્સી અધિકારી ઓલ્ડફીલ્ડે આ સંબંધમાં કલાપીને પુછાવ્યું. કલાપીએ તેનો દઢતાપૂર્વક જવાબ આપ્યો : 'મારાં[11] પત્નીના અંતઃપુરનાં માણસોમાંની એક......આશરે સત્તર વર્ષની છોકરીને ગયા કેટલાક

૧૦ કેકારવ : 'જાગર્તિનું સ્વપ્ન.'
૧૧ 'શ્રી કલાપીની પત્રધારા.'

સમયથી તેના ધણીની સાથે જુદાગરી હતી અને નાતના શિરસ્તા મુજબ એના પહેલા લગ્નને રદ કરવા સંબંધી જવાબદારીઓ માથે લઇને તેને પોતાની કરે એવું એની મરજી પ્રમાણે કોઈ વધારે સારૂં મળે એટલે વહેલું મોડું એમને છૂટા પડવાનું જ હતું. હું કબૂલ કરૂં છું કે એ છોકરી મને ગમે છે, અને એના પહેલા ધણીની સાથે હમેશના શિરસ્તા મુજબ સમાધાન કરીને એનું લગ્ન મારી સાથે કરવું એવી ગોઠવણ કરી હતી. આને અટકાવવામાં જેને સ્વાર્થ હોય તેવા ( તેના ધણી નહીં પણ ) કોઈ બીજાએ આ ગોઠવણનો અંત આણવાને હમણાં પગલાં ભર્યાં છે, અને આપને અરજ કરવાને તેના બાપને આગળ કર્યો છે. મારી સ્ત્રી થવાની છોકરીની ખૂશી છે. તેને છોડી દેવાને તેનો ધણી સાક્ષીઓની રૂબરૂમાં તૈયાર હતો. તેના બાપની પણ સંમતિ હતી, અને એ છોકરીને મારા ઝનાનામાં રહેવાના કાયદેસર હક માટે એના ધણીનું રાજીનામું (ફારગતી) અથવા નાતના ધારા પ્રમાણે રીતસરના છુટાછેડા જ બસ છે.

'મારા મહેલમાં તેને રહેવાની બાબત સંબંધી તો એ છોકરીને રાજી મુજબ કરવાની છૂટ છે, અને એથી વિશેષ હું કશું કહી શકું તેમ નથી.'

આપણા સંગીતકવિ લલિતજીએ પણ કલાપીને આ લગ્ન સંબંધમાં પૂછ્યું હતું. તેના જવાબમાં કલાપીએ લખ્યું હતું :[૧૨] 'આપે જે કાંઈ સાંભળ્યું છે તે સર્વ સાચું છે. તમે જાણતા નહિ હો, કદાચ, મેં મારૂં સહેવું સર્વ કેવી શાન્તિથી સહ્યું છે તે. પરંતુ એક નાની સરખી છોકરી અને તે પણ સખ્ત કેદખાના જેવી સ્થિતિમાં અસહ્ય દર્દ શી રીતે સહી શકે ? તે મરી જતી હતી અને ત્રણેક માસમાં કદાચ મરી જાત. કોઈ પણ કાયદાની કે નીતિની ખાતર તેને મારી નાખવા જેવું ઔદાર્ય મારામાં રહ્યું નહિ, અને ભ્રષ્ટ થઇને પણ મેં તેને ઉગારી લીધી છે. મારો સ્વાર્થ આમાં

૧૨ શ્રી. કલાપીની પત્રધારા

પુષ્કળ દેખાય છે, અને તેની ઝિન્દગી એ પણ શું મારો સ્વાર્થ નથી ? મેં પરાર્થે આ કાર્ય કર્યું છે એમ હું કહેવા માગતો નથી; પરંતુ મારા કાર્યમાં—પાત કરતાં ઉત્થાનની દૃષ્ટિ મને વધારે પ્રબળ લાગે છે. હું સહન નથી કરી શકયો અને મેં આ કર્યું એમ હું માનતો નથી, અને તેટલામાં જ મારા અંતઃકરણને સર્વ શાન્તિ છે. તમે જ તે બાલાની સ્થિતિ જાણતા હો તો કદાચ મારા કાર્યમાં મદદ કરવા ઉભા થાત. પરંતુ દુનિયાએ તો હાલ મને પાપી જ માનવો જોઈએ. અને તે માનવાની તૈયારી કરી લીધા પછી જ તે બાલાને હું મદદનો હાથ આપી શકયો છું. આ તો મારા હૃદયનો ઇન્સાફ થયો. બાકી સાચો ઇન્સાફ તો પ્રભુ ધારતો હોય તે ખરો.'

લલિતે તો માત્ર પોતે સાંભળેલી વાત ખરી છે કે ખોટી એટલું જ પુછાવ્યું હતું. પણ કલાપીને અન્ય સ્નેહીઓ તરફથી શિખામણ, ઠપકો વગેરે પણ મળ્યાં હશે. પોતાનું પગલું કાન્તને નહિ જ ગમે એમ કલાપીએ માન્યું હતું, અને તેથી તેમને આ બાબતની બીજે જ દિવસે ખબર આપતાં શરૂઆતમાં જ લખ્યું હતું : 'તમને આ વાંચીને બહુ ખેદ થશે પરન્તુ' વગેરે.

મણિલાલ નભુભાઈ કલાપીના મુખ્ય સલાહકાર અને ગુરુ હતા. આ સંબંધમાં તેમની સાથે કલાપીને લંબાણ પત્રવ્યવહાર થયો હતો. કાન્તને તો કલાપીએ માત્ર પોતાના પ્રણયજીવનની કથા જ લખી મોકલી હતી, કારણ તે મિત્ર હતા, પણ મણિલાલ પાસે તો હમેશાં દોરવણી માગી હતી. મણિલાલે વર્ષો સુધી સંયમની અને ત્યાગની જ સલાહ આપ્યા કરી. તેમની ભલામણ પ્રમાણે કલાપીએ ધ્યાન કરવાનું શરૂ કર્યું, પણ ૐકારની સાથે જ શોભનાનું મોં ભળી જતું હતું, અને કલાપીને તે અડચણ કરનાર નહિ, પણ રસિક અને સુગમ લાગતું હતું. મણિલાલે અનંત જીવન તરફ કલાપીને દોરવા પ્રયાસ કર્યો, આ જીવનમાં રમામાં જ ચિત્તને મર્યાદિત કરવા સમજાવ્યા, તે માટે રમાના ગુણો તરફ વારંવાર તેમનું ધ્યાન ખેંચ્યું,

એવું તેમના પત્રો વાંચવાથી માલૂમ પડે છે. અને કલાપીએ દરેક પત્રમાં મણિલાલને ખાત્રી આપી છે કે પોતે તેમની સલાહ પ્રમાણે જ ચાલશે. મણિલાલ બતાવતા હતા તે જ સદ્‌ગુણ છે એમ પણ કલાપીને લાગતું હતું; વળી છૂપી રીતે તો પોતે કાંઈ જ નહિ કરે એવી ખાત્રી પણ મણિલાલને તેમણે આપી હતી. પોતાની અધીનતા દર્શાવતાં કલાપીએ લખ્યું હતું : 'હું એટલું માનું છું કે આપના નિશ્ચયો એ જ મારા નિશ્ચયો હોવા જોઇએ.'

આ સર્વ ઉપરથી લાગે છે કે કલાપીએ છેવટનું પગલું મણિલાલની ઇચ્છા વિરુદ્ધ તો નહિ જ ભર્યું હોય. મણિલાલ લાઠી આવી ગયા અને તેમની સાથેની વાતચીતથી કલાપીને ઘણો સંતોષ મળ્યો. તેમણે કલાપીને કંગાળ રીતે નહિ પણ વીરતાથી સહન કરવાની અને આ રીતે સહન ન થાય તો બહાદુરીપૂર્વક પોતાના મનનું ધાર્યું કરવાની સલાહ આપી હોય એમ લાગે છે. કલાપીની નીચેની પંક્તિઓ વાંચતાં આવું સમજાય છે[૧૩]: 'આપ કાલે જશો. પરમ દિવસે કદાચ હું શોભના સાથે હઈશ કે સ્ત્રીના શબ્દ માત્રથી દૂર—એકલો—હઈશ. જ્યાં હઈશ ત્યાં આપ તરફ દૃષ્ટિ રાખી સુખી હઈશ.

'શોભનાના સારા કે માઠા એક વિચારથી હૃદય ઉછળી જાય છે; તો પણ, દુ:ખ જ હજી આવે તો પણ મેં જેવી કંગાળ રીતિએ સહન કર્યું છે તેમ તો હવે નહિ જ કરૂં. અને મારી કંગાલીઅત કાઢી નાખનાર આપ જ છો. એ કંગાલીઅત જાય તો પછી વધારે સુખ દુનિયામાં શું મળવાનું હતું ? હું આપ માટે કાંઈ કરી શકું તો અત્યારે તો એટલું જ છે કે મારા તરફની ચિંતાથી આપને દૂર કરૂં અને સર્વ રીતે તે કરવા, હું શબ થઈ જઈશ તો પણ, તૈયાર રહીશ.'

એટલે મણિલાલે તો કલાપીને સ્વતંત્ર અને નિશ્ચિત કરી દીધા હોય એમ લાગે છે. પણ બીજા એક મિત્રે જુદી જાતનો અભિપ્રાય

૧૩ મણિલાલને પત્ર ('શ્રી. કલાપીની પત્રધારા' પૃ. ૬૬–૬૭).

દર્શાવ્યો હતો, એટલું જ નહિ પણ કલાપીએ જે કર્યું તે છોડી દેવાની સલાહ આપી હતી પરંતુ તેમને કલાપીએ સ્પષ્ટ રીતે જવાબ આપ્યો હતો કે[૧૪]: 'જેને કદર કરવા ઇચ્છા કે સાધન કશું નથી એવી દુનિયા ખાતર, અને તે પણ જેમાં તેને હાનિ નથી એવી વાતમાં તેનાથી કે તેની જીભ માત્રથી ડરીને, કોઇને મરી જવા દેવું–એકેમાં શી યોગ્યતા છે? એવે કાળે, ભલું કહેવાવા કરતાં બુરૂં કહેવાવું એ શું સારૂં નથી?'

શોભના સાથેના લગ્ન પછી કલાપીએ વર્ષોના રુદન પછી અપૂર્વ ઉત્સાહમાં આવી જઇને ગાયું:[૧૫]

'ગઈ છે સૌ ચિન્તા અનુકૂળ વિધિ એ થઇ ગયો,
અમારાં ભાવિને વણકર વિધાતા વણી રહ્યો;
પ્રભુએ, વ્હાલાંએ, જગતપરનાં લોક સઘળે,
દીધો નિર્મી તેનો મધુર કર મારા કર સહે.

× × × ×

સુધાની પ્યાલી આ સહુ તરફ જાણે છલકતી,
હવામાં હીરાની ઝગમગ થતી આ રજ ભરી,
દિસે તાજું તાજું જગત સહુ રોમાંચમય આ,
જુદાઇના કિલ્લા હૃદય થડકે શું ઢળી જતા.'

અને આ પ્રમાણે પ્રિયાપ્રેમમાં સંપૂર્ણ રીતે પ્રપાત પામીને કવિનું હૃદય ત્યાં જ વિરમતું નથી. કુદરતનું રહસ્ય તેમનાં પ્રણયતૃપ્ત નયનો પાસે પળે પળે પ્રકટ થતું ભાસે છે; પણ કવિને એટલાથી તૃપ્તિ નથી. તેમને તો એ સૃષ્ટિના સ્રષ્ટાનાં દર્શનની અભિલાષા જાગે છે:

---

૧૪ શ્રી. હરિશંકર પંડયાને પત્ર તા. ૧૫–૧૧–૯૮
('શ્રી. કલાપીની પત્રધારા' પૃ. ૪૬૬–૬૭)

૧૫ કેકારવ : 'ઉત્સુક હૃદય.'

હવે જોવા ચાલ્યું જિગર મુજ સાક્ષાત હરિને,
તહીં તેની કોઈ પ્રતિકૃતિ કશો શો રસ પૂરે !

આ સમય પછી કલાપીએ લખેલાં સર્વ કાવ્યો પ્રિયાપ્રેમ નહિ પણ પ્રભુપ્રેમ વિશે જ છે. પણ તેની સંખ્યા ઘણી થોડી છે. કારણ, હૃદય જ્યારે ભરપૂર હોય છે ત્યારે જીભ મૂંગી બને છે.

શોભના સાથેના લગ્ન પછી મહાન ચિંતાનો અંત આવ્યો, પણ નાની નાની વિગતો સંભાળવાની રહી. જગત પરના માનવીની ચિંતાનો અંત તો જીવન હોય ત્યાંસુધી કેવી જ રીતે આવી શકે ? અને તેમાંયે વળી પ્રેમી માનવીની ?

[૧૬]કલાપીએ રાત્રિ શોભનાની સાથે અને દિવસ રમાની સાથે ગાળવા રાખ્યું. રાતે જમવાનું શોભના સાથે કરવાનું કહેતાં રમાએ એવી રીતે જોખમ એ શિર રહે એ સારું માન્યું નહિ. કલાપી શોભનાના હાથનું પાન પણ ન ખાય, તો જ રમા કલાપીનું રસોડું રાખે એવી શરત તેમણે મૂકી. પણ કલાપીને તે બની શકે નહિ તેવું લાગ્યું, તેથી પોતાનું રસોડું પણ જુદું રાખ્યું. રમાની જીવાઈનો બંદોબસ્ત કર્યો. નવું લગ્ન કર્યા છતાં કલાપીના ફરજના ભાનમાં જરાએ ફેર પડયો ન હતો. સાત દિવસમાંથી બે રમાના, બે કોટડાંવાળાં રાણીના અને ત્રણ શોભનાના એ પ્રમાણે ગોઠવણ કરી.[૧૭] શોભનાના મનમાં સ્વાભાવિક રીતે જ પોતાના નવા સ્થાનના સંબંધમાં ચિંતા રહ્યા કરતી. તેને કલાપીએ એક જ વાકયથી અભયદાન આપી દીધું:[૧૮] ‘ તારું દાસત્વ આખી ઝિન્દગીનું સ્વીકાર્યા પછી જ મેં જે કાંઈ કર્યું છે તે કર્યું છે, એટલે હવે આવી શંકા રાખવી એ તો વ્યર્થ મારા જેવા બહુ દુઃખમાં રહેલાને દુઃખ આપવા જેવું છે. ’

---

૧૬ શ્રી. કલાપીની પત્રધારા પૃ. ૬૭
૧૭ શ્રી. કલાપીની પત્રધારા પૃ. ૭૧
૧૮ શ્રી. કલાપીની પત્રધારા પૃ. ૭૫–૭૬

# પ્રકરણ ૬ઠ્ઠું

## મુમુક્ષુ રાજવી

ઈ. સ. ૧૮૯૫ના જાન્યુઆરીની એકવીસમી તારીખે સુરસિંહજીને લાઠીનું રાજ્ય સોંપાયું.[1] તેમનું વલણ વૈરાગ્ય તરફ નાનપણથી જ હતું, એટલે રાજા તરીકે તે ફરજ બજાવવામાં નિષ્ફળ નીવડયા હશે તેમ સામાન્ય અનુમાન દોરાય. વળી તેમણે પોતાનાં લખાણોમાં પણ રાજ્યખટપટ તરફ અને રાજ્યની જંજાળ તરફ તિરસ્કાર દર્શાવ્યો છે એટલે આવી માન્યતા ફેલાવાનો વધારે સંભવ છે. પણ, પ્રમાદી, કોઇપણ પ્રકારની આવડત વિનાના, વ્યસની અને મૂર્ખ તથા સ્વાર્થી પાસવાનોથી ઘેરાયેલા અનેક રાજાઓથી અલંકૃત થયેલા આપણા દેશમાં, સુરસિંહજી ગમે તેટલા વૈરાગ્યવૃત્તિવાળા હોય છતાં મહાન રાજ્યકર્તાના પદને લાયક ગણાવા જોઇએ. તેમણે પોતાની આસપાસ ઉચ્ચ વિચારના અને ચારિત્ર્યવાન માણસો એકત્ર કરવા કાળજી રાખી હતી. રાજ્યકારભારનો અભ્યાસ કરવા દરકાર રાખતા હતા.

---

૧ કાન્તે તેમના ટૂંકા પણ ઉપયોગી જયંતી વ્યાખ્યાનમાં આ વિશે કાંઈ કહ્યું નથી. રૂપશંકર ઓઝાએ ત્રીજી સાહિત્ય પરિષદમાં વાંચેલ વિસ્તૃત નિબંધમાં જાન્યુઆરી ૧૮૯૫ લખ્યું છે, પણ શ્રી. કલાપીની પત્રધારામાં શ્રી. સરદારસિંહજી રાણા ઉપર તા. ૧૧-૧-૯૫ ના રોજ લખાયેલ પત્ર મૂકયો છે તે ઉપરથી અનુમાન દોરી આ તારીખ લખી છે. તેમાં લખ્યું છે: 'ચાલતા માસની તારીખ ૨૧ મીએ રાજ્ય સોંપવાનું નક્કી થઇ ગયું છે.' પૃ. ૩૧૩

પોતાની એકેએક ફરજ તરફ અત્યંત કાળજી રાખનાર સુરસિંહજી રાજા તરીકે ફરજ બજાવવામાં પણ બેદરકાર હતા એમ કહી શકાય તેમ નથી.

સુરસિંહજીને રાજ્યનો કંટાળો હતો તેનું કારણ પ્રમાદ કે ભય ન હતું. રાજ્યખટપટના બનાવોથી તે ડરતા ન હતા. તેમણે લખ્યું છે : 'હું ડરતો...નથી, પણ મ્હારી આસપાસ આવી જ દુનિયા જોઉં છું અને તેથી તોબાહ તોબાહ પોકારું છું. કંટાળી ગયો છું. વડવાના હાથબળે મેળવેલી રાજ્યગાદી કરતાં મારા પોતાના બળેથી મેળવેલી વિદ્યા હજાર દરજ્જે ઉત્તમ અને સુબળ તેમજ પરમાર્થ થશે તેવી જાણું છું.'[1]

આ શબ્દો સુરસિંહજીએ ગાદી મળ્યા પહેલાં લખ્યા હતા, પણ અર્જુનનો વિષાદ જેમ કૃષ્ણના ઉપદેશથી ગયો તેમ મણિલાલના બોધથી સુરસિંહજીની કર્તવ્યવિમુખતા તત્કાલ તો દૂર થઈ. મણિલાલે સમજાવ્યું કે ઘર પછી પ્રાંત, પ્રાંત પછી ઇલાકો, ઇલાકા પછી દેશ અને પછી દુનિયા અને છેવટે બ્રહ્માંડ સુધી કર્તવ્ય વિસ્તાર પામે છે.

રમા અને તેમનાં ફોઈ લીમડી ઠાકોર સાહેબનાં રાણીએ સુરસિંહજીને સમજાવવાનો ઘણો પ્રયાસ કર્યો હતો, પણ તેની કાંઈ અસર થઈ ન હતી. પરંતુ મણિભાઈને તો તેમણે વચન જ આપ્યું કે હવે પોતે કદી રાજ્ય છોડવાનો વિચાર કરશે નહિ. પોતે પ્રજાના જ છે અને પ્રજા તેમની છે એમ તેમને બરાબર સમજાયું. ખટપટથી ભલે દેહનો અંત આવે તોપણ છેલ્લાં ડચકાં સુધી પ્રજાનું કલ્યાણ કરતા રહેવાનો નિશ્ચય તેમણે કર્યો. અને જ્યારે પોતાનો પુત્ર મોટો થાય ત્યારે પ્રજાનાં કાંડાં તેને સોંપીને પોતાનું જીવન દેશહિતમાં ગાળવાનો વિચાર રાખ્યો. અને પોતાના જેવા રાજાને મણિલાલે આ પ્રમાણે કડુ સત્ય સમજાવ્યું તેને સુરસિંહજીએ પોતાનું મહાભાગ્ય માન્યું.

---

૧ મણિલાલને પત્ર : 'શ્રી. કલાપીની પત્રધારા' પૃ. ૮ 'કૌમુદી' પુ. ૩ અં. ૨ માં 'સુબળ' ને બદલે 'સુખદ' છે તે વધારે યોગ્ય લાગે છે.

તેમના ક્ષત્રિય મિત્ર રાણા સરદારસિંહજી પણ તેમના ગુરુ મણિલાલની જેમ જ તેમને બીજી બધી બાબતોના કરતાં તેમણે પોતાનો રાજા તરીકેનો ધર્મ બજાવવા માટે વધારે પ્રયાસ કરવો જોઈએ એમ સલાહ આપતા હતા. અને તેમને કલાપીએ જવાબ આપ્યો હતો: ' કવિ થવા કરતાં મ્હારે વધારે બાહોશ રાજ્યકર્તા થવું જોઈએ એ સલાહ બરાબર છે, અને હવે મેં તે તરફ ગતિ કરવા નિશ્ચય કર્યો છે. '[1]

રાજગાદી સોંપાયા પછી સુરસિંહજીએ પ્રથમ ખરેખરી રીતે સ્વતંત્ર થવાનો પ્રયાસ કર્યો. તેમનો સ્વભાવ એવો હતો કે જે માણસ પાસે હોય તેની અસર થયા વિના રહે નહિ. તેથી કોઈ માણસને રાજ્યકારભાર સંબંધમાં પોતાની પાસેના માણસ તરીકે રાખવો નહિ એમ તેમણે નક્કી કર્યું. પછી, રાજ્યને નિયમમાં મૂકવાની પ્રવૃત્તિ શરૂ કરતાં પહેલાં બજેટ હાથમાં લીધું. કારણ લાઠીનું ખર્ચ એટલું બધું વધી ગયું હતું કે તુર્તમાં કાંઈ વ્યવસ્થા કરવામાં ન આવે તો રાજ્યને મોટી હાનિ થવાનો સંભવ હતો. લાઠીનાં ઘણાં ગામો ચાલ્યાં ગયાં હતાં એટલે એ પાછાં મેળવવા માટેની ખટપટ પણ કરવાની હતી. તે માટે, એક માણસને એ કામ સોંપવાનું નક્કી કર્યું.

એજન્સીના માણસોને નોકરીમાં રાખતાં વિચાર કરવાની સૂચના મણિલાલે કરી હતી. તે વિશે સુરસિંહજીએ જે જવાબ આપ્યો હતો તે તેમની તીક્ષ્ણ અવલોકનશક્તિ બતાવે છે. તેમણે લખ્યું હતું કે એ માણસોમાં કાંઈક એવું હોય છે જે તેમને કદી ગમતું ન હતું. ' નહારે માર્ગે હમેશાં સત્તા વાપરવાની ટેવથી તેઓના ચહેરા ઉપર જ મગરૂરીની એવી છાપ બેસી ગયેલી હું જોઉં છું કે તેઓથી હું બને તેટલું દૂર રહું છું, અને રહીશ. '[2]

રાજા તરીકેની ફરજોમાં સુરસિંહજીને સૌથી કડુ ફરજ શિક્ષા

---

૧ તા. ૨૦–૮–૯૩. ' શ્રી. કલાપીની પત્રધારા '

૨ ' શ્રી. કલાપીની પત્રધારા ' પૃ. ૧૫

કરવાની લાગતી હતી. કોઇને શિક્ષા કરતાં તેમના મનને ઘણો ખેદ થતો. એક માણસને પાંચ છ વર્ષની કેદ આપવી પડે એ વિચાર જ તેમને ત્રાસ આપતો હતો. હૃદય કઠણ બની જાય ત્યારે આવો ખેદ થતો નથી એમ કહેવાય છે, એ વાત સ્વીકારતાં જ સુરસિંહજીના કવિહૃદયને વાજબી રીતે જ ખેદ થાય છે કે હૃદયની કોમળતા ચાલી જાય એથી વધારે મોટી શિક્ષા બીજી કઈ હોઈ શકે? એટલે ખરું જોતાં શિક્ષા કરનારને શિક્ષા ખમનારના કરતાં પણ વધારે સહન કરવું પડે છે. કુદરતનો કેવો નિષ્પક્ષપાતી ન્યાય!

સારા માણસો રાખવાથી રાજ્યકારભાર સારી રીતે ચાલી શકે એ શિખામણના જવાબમાં તેમણે લખ્યું છે: 'માણસ સારાં—જોઇએ તેવાં—ગાયકવાડ સરકાર જેવાને ન મળી શક્યાં તો મારા જેવો ખંડીઓ શી આશા રાખે? ઇતિહાસમાં પણ એ જ નિરાશા છે. અકબર પછી પૂરાં યોગ્ય માણસો કોઇને મળ્યાં નથી.'[૧]

સુરસિંહજી જેવા બુદ્ધિશાળી, વિચાર કરનાર અને સ્વતંત્રતાપ્રિય સ્વભાવના રાજવીને અંગ્રેજ સરકારે રાજાઓના હાથપગ બાંધી લીધા છે એ ભાન સતત પીડા આપતું હતું. દેશી રાજાઓ બહુબહુ તો પોતાની થોડીક સંખ્યાની પ્રજાને શુદ્ધ ન્યાય આપી શકે અને જીન, પ્રેસ એવાં કારખાનાં કાઢી લોકોને રોજગાર આપી શકે—પણ આવું કામ તો કોઇપણ સાધારણ વેપારી એ કરી શકે. આ ઉપરાન્ત વેપાર, ખેતીવાડી અને કેળવણીની વૃદ્ધિ કરી શકાય. પણ આવી નાની બાબતો સુરસિંહજીના મનને સંતોષ આપી શકતી નહિ. રાજ્ય ચલાવવાની અને રાજ્ય ટકાવી રાખવાની શક્તિ પ્રજાને આપી શકાય તો કાંઈક રાજ્ય કર્યું એ પ્રમાણ, એવા ઉચ્ચ આશયો સુરસિંહજી સેવતા હતા. પણ આ સર્વ તો સ્વપ્ન જ હતાં.

મણિલાલ નભુભાઈની સલાહ તો ઉપર દર્શાવ્યા પ્રમાણે લેવાતી જ હતી, પરંતુ કોઈ પ્રહ્લાદજીભાઈએ મણિલાલને લાડી

---

૧ મણિલાલને પત્ર : 'શ્રી. કલાપીની પત્રધારા' પૃ. ૧૭–૧૮

રાજ્યમાં નોકર રાખવાની સૂચના કરી. પણ સુરસિંહજીને વાજબી રીતે જ આ અભિપ્રાય સ્વીકારવા લાયક લાગ્યો નહિ. મણિભાઈ તરફ તેમને એટલી બધી ભક્તિ હતી, એમના વ્યક્તિત્વે તેમના ઉપર એવું જાદૂ કર્યું હતું, કે તેમના ઉપરી તરીકે તો શું પણ સાથી તરીકે પણ સુરસિંહજીથી કામ થઈ શકે તેમ ન હતું. વળી મણિભાઈ જેવા સ્વતંત્ર અને મહાન આત્માને કાઠિયાવાડની સંકુચિત રાજ્યખટપટમાં નાખવા એ તેમને મોટા પાપ જેવું લાગતું હતું. વળી તેમને લાગ્યું કે ક્યાં મણિભાઇનો સ્વતંત્ર આત્મા, અને ક્યાં ચારે બાજૂએ પરતંત્રતાથી જકડાયેલું કાઠિયાવાડનું નાનકડું રાજ્ય!

એટલે મણિલાલ લાઠી રાજ્યમાં પ્રત્યક્ષ ભાગ લે એવું કાંઈ બન્યું નહિ. પરંતુ તેમની સલાહ તો હમેશાં લેવાયાં જ કરતી હતી. તે અનુસાર સુરસિંહજીએ રાજ્યકારભાર ચલાવવા માંડયો, અને વહીવટખાતું તથા ન્યાયખાતામાં બનતા સુધારા કર્યા. વળી નીચે પ્રમાણે કાર્યક્રમ કર્યો: ' માસમાં બે વખત મુકરર કરેલા દિવસોએ કારખાનામાં કામદાર સાથે જોવા જવું. માસમાં બે વખત મુકરર કરેલા દિવસે ઘોડા ઉપર એકલા ફરવા જવું અને ફરતાં ફરતાં કોઇને પણ તેની સ્થિતિ સંબંધી જુદી જુદી વાતો પૂછવી. આ વખતે ગામડાંઓમાં પણ ફરી આવવું. ત્યાં જરા બેસવું, પટેલો સાથે કાંઈ વાતો કરવી. ડીસ્પેન્સરી, સ્કુલો, ઓફીસોની ઓચિંતી મુલાકાતો લેવી, વર્ષમાં એક વખત બધાં ગામોમાં એકલા જઇ લોકોની અરજીઓ લેવી. '[1] આ પ્રમાણે એક દિવસે તે એકલા ફરવા નીકળ્યા હતા ત્યારે વાડીઓમાં કણબીઓને મળ્યા. તેમની સાથે ખૂબ વાતો કરી તેમના કવિ હૃદયને આ ગરીબ અને ભોળા ગામડિયાઓ સાથે વાતો કરવામાં ઘણો આનંદ પડયો. એક કણબીએ કહ્યું: ' અમારો રાજા કામમાં કાંઈ ધ્યાન આપતો નથી એમ સૌ માને છે. પણ અમને આમ પૂછતો હોય તો પછી અમારે બીજું શું જોઈએ?'[1]

---

૧ ' શ્રી. કલાપીની પત્રધારા '

કલાપીએ દરરોજ બે અઢી કલાક રાજ્યકાર્ય કરવા માંડયું અને દરેક માણસ તેમની પાસે આવી શકે તેવી ગોઠવણ કરી.

કોઇ કોઈ વાર તેમને લાગવા માંડયું કે ફરિયાદીની ફરિયાદ સાંભળી નિકાલ આપવાનું કામ તેમણે માન્યું હતું તેમ સાવ શુષ્ક ન હતું. એક સુન્દર કાવ્ય વાંચતાં જેટલો આનંદ મળે તેટલો આનંદ તેમને પોતાના ગરીબ પ્રજાજનોની ફરિયાદો સાંભળવામાં આવ્યો હતો એવું પણ તેમણે એક પત્રમાં મણિલાલને જણાવ્યું છે.

પણ આવા સામાન્ય સુધારાઓથી સુરસિંહજીને સંતોષ થયો નહિ. તેમને લાગ્યું કે પ્રજાને ખરેખર સુખી કરવી હોય તો આ બધું રાજ્યચક્ર ફેરવવું જોઇએ. અને તે માટેનો છેવટનો નિર્ણય મણિભાઈ રૂબરૂ મળવા આવે તે સમયે કરવાનું ઠરાવ્યું.

આમ એક બાજૂ સુધારા અને ક્રાન્તિના વિચારો ચાલતા હતા ત્યારે બીજી બાજૂ વૈરાગ્યની ભાવના પણ પોતાનું કામ કર્યા કરતી હતી. સુરસિંહજીનો વિષાદ અર્જુનની માફક સંપૂર્ણ રીતે દૂર થયો ન હતો. પોતાની ઇચ્છાથી તે રાજ્ય ચલાવતા ન હતા, પણ મણિભાઈ જેવા સ્નેહી ગુરુની આજ્ઞાને માથે ચઢાવીને કર્તવ્ય તરીકે સ્વભાવ વિરુદ્ધના કાર્યમાં પ્રવૃત્ત થયા હતા. અને તેમણે ઘણી સ્પષ્ટ રીતે શરૂઆતમાં જ કહી દીધું હતું: 'આપ મને રાજ્યકાર્યમાં પ્રવૃત્ત થવા કહો છો. હું થઇશ, પણ એ વેશ હું ભજવી શકીશ નહિ.'[1]

આ પ્રમાણે મંથન ચાલ્યા કરતું હતું તેવામાં મણિભાઇનું અવસાન થયું. કલાપીને તેથી પારાવાર ખેદ થયો. તેમના જેવા સ્નેહી ગુરુ બીજા મળી શકે તેમ ન હતા, પણ ગુરુને સ્થાને તો તે પછી સુરસિંહજીએ ગોવર્ધનરામને બેસાડયા.

ગોવર્ધનરામની સાથે પત્રવ્યવહાર તો સુરસિંહજીએ ૧૮૯૩ થી શરૂ કર્યો હતો. તેમાં મોટે ભાગે પોતાના વાંચન અને અભ્યાસની

૧ 'શ્રી. કલાપીની પત્રધારા'

હકીકતો લખતા અને તે માટે સલાહ માગતા. તે પરથી માલૂમ પડે છે કે સુરસિંહજીએ મહાભારતનું 'શાન્તિપર્વ' વાંચ્યું હતું, અને 'અનુશાસનપર્વ' વાંચવાનો તેમનો વિચાર હતો. કાયદામાં પીનલ-કોડ તથા પ્રોસિજરકોડ વાંચ્યા હતા, અને 'કૉન્ટ્રૅક્ટ ઍક્ટ' તથા 'હિન્દુ અને મોહમેડનલૉઝ' વગેરે વાંચવાની યોજના કરી હતી. લાઠીના ન્યાયાધીશની સાથે તે કાયદાનાં આ પુસ્તકો વાંચતા હતા.

મણિલાલના મૃત્યુ પછી ગોવર્ધનરામ પાસે રાજ્યકારભાર સંબંધમાં દોરવણી આપવાની માગણી કરતાં સુરસિંહજીએ લખ્યું હતું : 'કારભારી અને રાજા વચ્ચે ઘણી વખત ન્હાની મોટી વાતોમાં મતભેદ રહે છે; અને તે ગંભીર સમયે રાજા ઉપરી હોવાથી તેના જ વિચારો અમલમાં મૂકી દેવા તે ઠીક લાગતું નથી. આવે સમયે રાજા કારભારી બંને જે પર વિશ્વાસ રાખી શકે તેવા તટસ્થ અને સમર્થ પુરૂષની જરૂર જણાય છે. અહીં પણ તેવી જરૂરિયાત ઘણી વખત આવે; એવે સમયે અમે આપની પાસે આવીશું, એમ જ ટૂંકામાં કહેવું ઠીક છે. મ્હને અને મ્હારા કારભારીને બન્નેને આપમાં એટલી શ્રદ્ધા છે. વળી આપ હવે તુર્ત રિટાયર થવાના છો, તેથી કોઈ કોઈ વખત અત્રે પધારતા જશો, અને સૂચનાઓ પણ આપતા જશો. આવા કાર્યમાં આપને પણ આનંદ મળશે એવી મ્હારી ખાતરી હોવાથી જ, કશા ઉપોદ્‌ઘાત વિના, આ પ્રમાણે લખું છું.'[1]

આ માગણી ગોવર્ધનરામે સ્વીકારી હતી અને પત્રવ્યવહાર ઉપરાન્ત તે જાતે લાઠી આવ્યા પણ હતા.

સુરસિંહજીના જીવનના છેવટના સમયમાં કાઠિયાવાડમાં છપ્પ-નિયાનો ભયંકર દુકાળ પડયો હતો. તેમાં સંખ્યાબંધ માણસો અને જાનવરો સપડાઇને ભૂખથી મરણ પામ્યાં હતાં. આ સમયે સુર-સિંહજી પોતાની ફરજ બજાવવા માટે પૂરા ઉત્સાહથી લાગી ગયા હતા, એ તેમણે ગોવર્ધનરામને લખેલા પત્ર પરથી જાણવામાં આવે છે.

---

૧. 'શ્રી. કલાપીની પત્રધારા'

સુરસિંહજી અને રાજ્યના સર્વ અમલદારો આ દુષ્કાળનિવારણના કામમાં લાગી ગયા હતા. તે માટે એજન્સી પાસેથી ચાર ટકાના વ્યાજે એક લાખ ઉપરાન્ત રૂપિયા લેવા પડયા હતા. 'બધી મુસ્કેલી વેઠીને પણ, એક પણ માણસ આ રાજ્યમાં ભૂખથી ન મરે તો પ્રભુનો મ્હોટો ઉપકાર.' ગરીબ માણસોને રોજી આપવા માટે બે તળાવ ખોદાવવાનું કામ શરૂ કરવામાં આવ્યું હતું. આખા રાજ્યમાં બધાં મળી કેટલાં માણસો છે, અને તેમાંથી કામ કરી શકે તેવાં કેટલાં છે, અને કેટલાંને ઘેર બેઠાં ખાવાનું આપવું પડે તેમ છે તેની વિગતવાર યાદી તૈયાર કરવામાં આવી હતી. તે જ પ્રમાણે બળદોની યાદી પણ કરવામાં આવી હતી. ખેડૂતોનાં જાનવરો ભૂખે મરવાનો ભય ન હતો, કારણ રાજ્યમાં ઘાસ હતું અને વાડીઓમાં રજકો પણ ઘણો થાય તેમ હતું. ગોવર્ધનરામે રાજ્ય માટે ધારા ઘડી આપ્યા હતા તેનો અમલ તુર્ત જ કરવામાં આવ્યો હતો. તે પ્રમાણે ડેપ્યુટી કારભારીની જગ્યા કાઢી નાખવામાં આવી. દુષ્કાળ માટેનું ખર્ચ જુદું રાખતાં ત્રાણું હજારનું બજેટ થતું હતું, તેમાં પણ ઓછું કરવાનો વિચાર સુરસિંહજી રાખતા હતા. તેમને લાગતું હતું કે દુકાળથી ઘણી મુસ્કેલી વેઠવી પડશે, પણ તેના અનુભવથી ઘણો ઉપયોગી બોધ પણ મળશે એમ ખાત્રી હતી. 'પ્રભુનો માર્ગ સારો જ હશે.'

'રાગ ને ત્યાગની વચ્ચે હૈયું એ ઝુલતું હતું' એ ભરતને માટે લખેલા શબ્દો તેના લેખકને પણ બરાબર લાગુ પડે તેવા છે. ઉપર લખ્યા પ્રમાણે દુષ્કાળનિવારણના કામમાં ખંતથી લાગી રહેલા સુરસિંહજીનું મન વારંવાર વૈરાગ્ય તરફ ખેંચાયા કરતું હતું. અને તેમણે કેટલાક મહિના પછી પોતાનો એ વિચાર પોતાના કારભારી ગિરધરદાસ મંગળદાસ દેસાઈ ઉર્ફે તાત્યા સાહેબને સ્પષ્ટ રીતે જણાવી પણ દીધો.

તે વિશે લખતાં પહેલાં સુરસિંહજીનો પોતાના આ કારભારી સાથેનો સંબંધ કેવો હતો એ સમજી લેવાની જરૂર છે.

[1]ઠાકોર સાહેબ માનતા હતા કે રાજા અને કારભારી મિત્ર જેવા હોવા જોઇએ અને બન્નેમાં પરસ્પર શ્રદ્ધા જોઇએ. છતાં બન્નેએ ખાનગી બાબતો અને રાજકીય બાબતોને જુદી સમજવી જોઇએ. તે માટે તેમણે સૂચના કરી હતી કે તેમના કારભારીએ વાતવાતમાં લાગી જવાનો સ્વભાવ બદલવો જોઇએ, અને તેમણે જાતે શરમાળપણું ઘટાડવું જોઇએ. વળી ઠાકોર સાહેબ કોઈ બાબત પૂછે અથવા કાગળો મંગાવે તો કારભારીએ પોતાના પર અવિશ્વાસ છે એમ સમજવું નહિ, કારણ કે તેમનો જૂના કારભારીની માફક જ આ કારભારીની ઉપર પણ પૂરો વિશ્વાસ હતો.

કારભારીની સાથે તેમણે નીચે પ્રમાણે કામની ગોઠવણ કરી હતી. મંગળ, ગુરુ અને શનિએ બપોરે બે વાગ્યે બન્નેએ મળવું. અને ધ તથા શુક્રવારે ઠાકોર સાહેબે ગમે તે ઓફિસનું કામ તપાસવું.

આ પ્રમાણે ઠાકોર સાહેબે ધીરે ધીરે રાજ્યકારભારનું કામ હાથમાં લેવા માંડયું હતું અને લોકો વાતો કરવા લાગ્યા કે ઠાકોર સાહેબ કારભારીને રજા આપવાના છે અને તે જશે. પણ તેમણે કારભારીને પત્ર લખીને દર્શાવ્યું કે હકીકત આથી ઊલટી જ હતી. રાજ્ય છોડીને પોતે જ ચાલ્યા જવા માગતા હતા. એટલે જો કારભારીને મેનેજર તરીકે રહેવાની ઇચ્છા હોય તો રહે અને નહિ તો બીજો માણસ આવે. વળી એ રહે કે જાય પણ ઠાકોર સાહેબ તો તેમના મિત્ર જ રહેશે એવી ખાત્રી તેમણે આપી હતી.

પોતાનાં માતુશ્રીના મરણના સમયથી જ રાજ્ય છોડી જવાની વૃત્તિ તેમના મનમાં ઉત્પન્ન થઈ હતી. એ પોતાને માટેનું પ્રભુનું નિર્માણ છે એમ સુરસિંહજી માનતા હતા. કારણ તેમને સત્તા, કીર્તિ, રાજ્યપદ, વૈભવ વગેરે બાબતોમાં બિલકુલ રસ ન હતો. એ સર્વ તેમને બોજારૂપ લાગતું હતું.

માતાના અવસાન સમયે સુરસિંહજીનું વય ૧૪ વર્ષનું હતું.

---

૧. શ્રી. 'કલાપીની પત્રધારા'

આ સમયથી જ તેમને જંગલમાં ચાલ્યા જવાના વિચારો આવતા હતા. ૧૫ વર્ષની વયે તેમનાં લગ્ન થયાં. એ લગ્નથી તેમને રમા જેવાં મિત્ર રાણી તરીકે મળ્યાં એમ તેમણે જાતે જ સ્વીકાર્યું છે, છતાં આ સમયે પણ રાજ્ય તજી ચાલી નીકળવાનો વિચાર ગયો ન હતો, પરંતુ પ્રીતિ બંધનથી બંધાઇને જ તે સર્વ કાર્યો કર્યા કરતા હતા. તોપણ તેમણે આ વિચાર છેવટે લીંબડી ઠાકોર સાહેબ સર જશવંતસિંહજી અને તેમનાં રાણીસાહેબ પાસે મૂકયો. સર જશવંતસિંહજીનાં રાણીસાહેબ રાજબા ( રમા )નાં ફોઈ થતાં હતાં, અને સુરસિંહજીને પોતાના પુત્રના જેવા ગણતાં હતાં. તેમના તરફથી જવાબ આવ્યો ' તમારાં મામી આજ અહીં આવવાનાં છે. હું એમને સખત રીતે કહીશ કે બધાંએ તમને ખુશી રાખવા અને કોઇ પણ બાબતમાં તમારી નારાજી મેળવવી નહિ. બાપુ, ચિંતા કરશો નહિ. ' તેના જવાબમાં સુરસિંહજીએ લખ્યું : ' મારાં મામીને કાંઈ પણ કહેવાની જરૂર નથી. એમને કાંઈ પણ કહેવું એ નિર્દોષીને શિક્ષા કરવા જેવું છે. એમના કે કોઇના તરફથી કોઈ દિવસે, કોઈ બાબતમાં જરા પણ મને અસંતોષ મળ્યો નથી. એ બાબતમાં તો હું ઇશ્વરનો આભાર માનું છું કે મારાં દુઃખ અને ચિંતામાં એ મારી વિશ્રાન્તિનું સ્થાન છે, અને એથી જ હું શાંત અને સુખી રહું છું. '

સુરસિંહજીનાં આ વડીલોને પ્રથમ લાગ્યું હતું કે કોઇથી નારાજ થઇને આ યુવાન રાજવી ત્યાગની વાતો કરે છે. પણ જ્યારે એ શંકા દૂર થઈ અને માત્ર પ્રભુનું એવું નિર્માણ છે, કારણ પોતાને એવી વૃત્તિ વારંવાર થઈ આવે છે એવું સુરસિંહજીએ કહ્યું, ત્યારે તો તેમને સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું કે એમ વૈરાગ્યવૃત્તિથી સંસાર છોડવાને તો હજુ બહુ વાર છે, અને હાલમાં તો એવા વિચારો એક પ્રકારની ગાંડાઈ જ ગણાય. આમ સર્વનો વિરોધ જોયો એટલે કોમળ દિલના સુરસિંહજીએ આ વાત તે સમયે પડતી મૂકી.

પછી રાજ્ય સોંપવાનો સમય આવ્યો. તે સમયે તો સુર-

સિંહજીના મનમાં વૈરાગ્યવૃત્તિ જોરથી ઊછળી આવી. પોતાનો સ્વભાવ રાજ્યકારભાર માટે બિલકુલ અનુકૂળ નથી એમ તેમણે પોતાના ગુરુ મણિભાઇને સમજાવવા પ્રયાસ કર્યો. પણ તેમણે પણ એવી રીતે ઉતાવળ કરવાની ના કહી, અને કેટલાક સમય માટે રાજ્યકારભારના કામની અજમાયશ કરી જોવાની ભલામણ કરી. અને પછી જો રાજ્યવ્યવસ્થાની બીજી ગોઠવણ થઇ શકે તો જવું, એમ પણ કહ્યું. એટલે ઉપર દર્શાવ્યું તે પ્રમાણે સુરસિંહજી કર્તવ્ય બજાવવા ઉદ્યુક્ત થયા. તેમણે બની શકતો સર્વ પ્રયત્ન કરી જોયો, પણ છેવટે એક વાર ફરીથી અદમ્ય વૈરાગ્યવૃત્તિએ ઉછાળો માર્યો.

પ્રથમ તો તેમણે હમેશને માટે ગાદી છોડવાનો વિચાર કર્યો હતો, પણ પછી ગોવર્ધનરામની સલાહ પ્રમાણે તે વિચાર ફેરવ્યો, અને ત્રણચાર વર્ષ સુધી રાજ્ય છોડવાનું નક્કી કર્યું. આ ઐચ્છિક-વનવાસ દરમ્યાન એમ લાગે કે એકાન્તવાસમાં રહી લખવા વાંચવામાં જેવો આનંદ પડે છે, એવો જ આનંદ રાજ્યમાં રહી રાજ્ય ચલાવવા-માં પણ પડશે તો પાછા આવવું. પણ સુરસિંહજીને ખાત્રી હતી કે તેમને આવું કદી લાગશે નહિ.

રાજ્યકર્તા થવાને માટે જે ગુણો જોઇએ તે ગુણો પોતાનામાં ન હતા એમ સુરસિંહજી માનતા હતા. તેમનું હૃદય ફકીરી હૃદય હતું. તેમની જે પ્રકૃતિ રાજ્યકર્તા તરીકે તેમને દૂષણરૂપ લાગતી હતી તે જ પ્રકૃતિ રાજ્ય છોડયા પછીની સ્થિતિમાં તેમના ભૂષણ રૂપ ગણાય તેવી હતી એમ તે માનતા હતા.

રાજ્ય ન છોડવાની સલાહ આપનારાઓમાંથી કેટલાક માત્ર વિવેકની ખાતર બોલતા હતા, ત્યારે બીજાનું અંતઃકરણ દાઝતું હતું માટે કહેતા હતા. આ માંહેના પહેલા વર્ગ માટે તો કાંઇ કહેવાની જરૂર ન હતી, પણ પોતે દુઃખી થશે એમ માની દયા ખાઇને જે કેટલાક રાજ્ય ન છોડવાની સલાહ આપતા હતા તેમને સુરસિંહજીએ જણાવ્યું કે કોઇને યે દુઃખી થવું ગમતું નથી. વળી પોતે સુખદુઃખને

સમાન પણ માનતા ન હતા. પણ રાજ્ય, સત્તા, કીર્તિ અને વૈભવ ખોવાથી તેમને દુઃખ નહિ પણ સુખ થવાનું હતું. આ વિઘ્નો પોતાના માર્ગમાંથી દૂર થવાથી પોતાનો બૌદ્ધિક અને આધ્યાત્મિક વિકાસ કરવાની સંપૂર્ણ સગવડ મળશે એમ તે માનતા હતા.

રાજ્ય છોડીને પોતે શું કરશે ? એ પ્રશ્નના જવાબમાં સુરસિંહજીએ ગોવર્ધનરામને લખ્યું હતુંઃ ' હું એકાન્તમાં રહી વાંચીશ, લખીશ, પ્રભુનો વિચાર કરીશ, ગરીબોમાં. દર્દીઓમાં, તનનાં અને મનનાં દર્દીઓમાં ભળીશ અને તેઓને બની શકશે તો કાંઈ આરામ આપીશ–નહિ તો તેમાંથી હું તો આરામ લઈશ. નિવૃત્ત થયેલાની શાન્તિથી મળતી શુદ્ધ ભાવનાઓ પ્રભુ મ્હને આપશે તે લઈશ.'[1]

પત્નીઓમાંથી જેમને સાથે રહેવા વિચાર હોય તેમને સાથે રાખવાનાં હતાં. પણ તેમણે પોતે આપે તેટલાં અને તે જ માણસોને રાખવાં, અને પોતાનાં માણસોને રજા આપવી એવો સુરસિંહજીનો નિશ્ચય હતો. નિવૃત્ત થઈને જયાં બહુવૃષ્ટિ ન હોઈ બારે માસ રહી શકાતું હોય તેવા પંચગની અથવા નીલગિરિ જેવા હવા ખાવાના પહાડી સ્થળે વસવાનો વિચાર હતો.

સુરસિંહજી રાજકોટમાં અભ્યાસ કરતા હતા તે સમયે તેમને માસિક તેરસો રૂપિયા મળતા હતા. આટલા વર્ષાસનમાં હજુ યે રહી શકાશે એમ તેમને લાગતું હતું. કારણ એક સામાન્ય ગૃહસ્થના કરતાં વધારે ખર્ચાળ જીવન તે ગાળવા માગતા ન હતા.

પોતાને એક પુત્રી હતાં. તેમનો સંબંધ કોઈ સારા રાજ્યમાં કર્યા પછી જ તે જવાનો વિચાર રાખતા હતા. કુમારોના લગ્નની ચિંતા તેમને ન હતી. કારણ તેમાં ખર્ચ પણ ન હતું અને મુશ્કેલીઓ પણ ન હતી.

રાજકુમારીના વેવિશાળ માટે સુરસિંહજી પ્રયાસ કરી રહ્યા

---

૧ ' શ્રી કલાપીની પત્રધારા '
ગોવર્ધનરામને પત્ર તા. ૨૯–૪–૧૯૦૦

હતા, તેના ઉલ્લેખો પણ તેમના મોરબીના હાલના નામદાર મહારાજા સાહેબ શ્રી લખધીરસિંહજી ઉપરના પત્રોમાંથી મળી આવે છે.

પરંતુ સંસાર છોડવા તત્પર, પણ પ્રેમના બંધનોથી બંધાઈ રહેલા આ મુમુક્ષુ રાજવીને પરમાત્માના દિવ્ય ધામમાંથી અચિંત્યું તેડું આવ્યું, અને ઈ. સ. ૧૯૦૦ના જૂનની દશમી તારીખે [1]ફક્ત એક રાતની માંદગી ભોગવી તે વિદેહ થયા.

પોતાની પાછળ સુરસિંહજી ત્રણ પત્નીઓ, બે પુત્રો અને એક પુત્રી મૂકતા ગયા હતા. તેમનાં પુત્રી તે રાજકોટના યશસ્વી ઠાકોર સાહેબ લાખાજીરાજનાં રાણી, તેમના પાટવી કુમાર પ્રતાપસિંહજી તેમની પછી લાઠીની ગાદીએ આવ્યા હતા; તે થોડાં વર્ષ રાજ્ય ભોગવી અવસાન પામ્યા. હાલમાં તેમના પુત્ર એટલે કલાપીના પૌત્ર પ્રહ્લાદસિંહજી લાઠીની ગાદી ઉપર છે. કલાપીના બીજા પુત્ર જોરાવરસિંહજી સદ્દભાગ્યે હજુ વિદ્યમાન છે, અને કલાપીને જોયા ન હોય તે જોરાવરસિંહજીને જોઈ આવે એવી કલાપીને જેમણે જોયા છે એવા કવિશ્રી નાનાલાલની સલાહ છે. કલાપીને જેમ તેઓ આકૃતિમાં મળતા આવે છે તે જ પ્રમાણે તેમનામાં તેમના આ મહાન પિતા પ્રત્યે ઘણી ભક્તિ પણ છે. તેમણે ‘ કલાપીનો કેકારવ ’ની નવી આવૃત્તિ તથા ‘ શ્રી. કલાપીની પત્રધારા ’ પ્રકટ કરી પોતાના યશસ્વી પિતાનું ઋણ ફેડવા પ્રશસ્ય પ્રયાસ કર્યો છે. લાઠીના હાલના ઠાકોર સાહેબ પ્રહ્લાદસિંહજી તથા તેમના ભાઈઓ પણ કલાપી પ્રત્યે અસાધારણ માન ધરાવે છે અને સાહિત્ય અને કલાની સેવા કરી તેમના ઉજ્જવલ નામને તથા તેમણે ઉજ્જવલ કરેલ ગામને દિપાવવાનો સતત પ્રયાસ કરી રહ્યા છે.

---

૧. સ્વ. કાન્તે તથા રૂપશંકર ઓઝાએ ૧૦ મી તારીખ કહી છે, પણ ‘ શ્રી કલાપીની પત્રધારા ’માં પૃ. ૩૯૦ની સામે આનંદરાય હિમ્મતરાય દવેની ઉપર કલાપીએ લખેલ પત્રની છબી આપી છે તેમાં ‘ અવસાન તા. ૮-૬-૧૯૦૦ ’ એવી નોંધ વંચાય છે.

## પ્રકરણ સાતમું

### 'કલાપી'નું સ્નેહીમંડળ

**ઠાકોરસાહેબ** સુરસિંહજીનું અવસાન ૧૯૦૦માં થયું એમ આપણે ગયા પ્રકરણમાં જોયું. સુરસિંહજી અવસાન પામ્યા, પણ 'કલાપી' અમર છે. તેમને આ અમર કીર્તિ અપનાવનાર તેમની સાહિત્યકૃતિઓ અને તેમના સ્નેહીઓ છે. તેમાંથી સ્નેહીઓ વિશે પ્રથમ વિચાર કરીએ.

કલાપી કવિ હતા કે સ્નેહી એ ચર્ચા જરૂર લાગે તો કરવાનો હક્ક અનામત રાખી, અત્યારે એમ કહીશ કે કલાપી સ્નેહી તો હતા જ. તેમનું હૃદય સતત સ્નેહ ને સ્નેહી માટે તલસતું હતું. પોતાની આસપાસની માતા, પત્ની, મિત્રો, ગુરુ, સંતાનો, પશુપંખીઓ, કુદરત એમ સમસ્ત સજીવ નિર્જીવ આલમ પ્રત્યે વાત્સલ્ય, પ્રેમ, કરુણા, ભક્તિ, દયાનાં ઝરણાં સતત તેમના ઉન્નત હૃદયમાંથી વહેતાં હતાં અને તેથી પ્રણયરસનો મહાનદ કેમ જાણે કાઠિયાવાડની સુક્કી ધરતીના મધ્યસ્થળે આવેલ નાનકડા લાઠીમાંથી વહી રહ્યો હોય એવો ચમત્કાર એક દશકા પર્યંત બની ગયો.

કલાપીના સ્નેહીમંડળમાં ગુરુસ્થાને હતા 'અભેદમાર્ગપ્રવાસી', 'બ્રહ્મનિષ્ઠ' મણિલાલ નભુભાઇ દ્વિવેદી. 'કયાં લાઠીનિવાસી રાજ્યખટપટની જાળમાં ગુંચાયેલો કીડો સુરસિંહ અને કયાં નડિયાદવાસી સરસ્વતીભક્ત'[૧] એવું આશ્ચર્ય કલાપીએ દર્શાવ્યું છે. પણ એમાં

૧ 'શ્રી કલાપીની પત્રધારા' પૃ. ૪

વસ્તુસ્થિતિના વર્ણન કરતાં કલાપીની નમ્રતાનું દર્શન વધારે થાય છે. મણિલાલ માત્ર સરસ્વતીભક્ત ન હતા. તેમણે પોતે જ લખ્યું છે, કે તેમના જીવનનું તેમણે માનેલું સર્વથી મહાન કર્તવ્ય કાંઈક બીજું જ હતું. ' મારી જીંદગીની મુખ્ય શોધ કોઈ શુદ્ધ પ્રેમસ્થાન મેળવવા તરફ હતી. તેવું સ્થાન સ્ત્રી મળે, ને વળી પોતાની પરણેલી હોય તો ઘણું શ્રેષ્ઠ એમ હું માનતો. પણ વ્યર્થ. સ્ત્રીના અભાવે કોઈ પુરૂષની સાથે ખરો પ્રેમ બંધાય તો તે પણ મને ઇષ્ટ હતો. આ જ કારણથી હું મિત્રોની વ્યવસ્થા વારંવાર કર્યા જતો ને બને તેટલી રીતે મારા મિત્રો મારા પર પ્રેમ રાખે તેવા પ્રયત્ન આચરતો. પ્રેમનું સ્વરૂપ હું એક પ્રકારનો આનંદમય તથા પોતાપણું ભૂલી પારકામાં તન્મય થવાય એવો અભેદ માનતો. મારૂં વય સમજવાળું થયા પછી હું કોઈ કોઇ સ્ત્રીઓના સંબંધમાં આવ્યો હોઇશ, તે પણ આવી શોધના ઇરાદાથી, વિષયવાસનાથી નહિ. પણ સ્ત્રીપુરૂષ ઉભયપક્ષે મને મારી ઇચ્છા મુજબ મળ્યું નહિ, ને પ્રેમ અંતે વિરાગરૂપે પરિણામ પામ્યો.'[1]

અને કલાપી પણ ' રાજ્યખટપટની જાળમાં ગુંચાયેલો કીડો ' ન હતા. અન્ય સ્થળે પણ તેમણે પોતાને માટે ' હું રાજ્યખટપટનો કીડો છું '[2] એમ કહ્યું છે. પરંતુ તે પછી તુર્ત જ જે ઉમેર્યું છે તે જ તેમને માટે વધારે સાચું છે–' પણ સ્નેહીનો દાસ છું. ' આ પ્રમાણે નડિયાદનિવાસી સાક્ષર અને લાઠીના રાજવી વચ્ચે જીવનના ધ્રુવ સંબંધમાં ઐક્ય હતું, એટલે તેમની વચ્ચે અસાધારણ સ્નેહ જામે તેમાં નવાઇ પામવા જેવું નથી. વળી મણિલાલને વિશેષ વ્યવસાય ન હોવાથી તેમને કલાપીના હૃદયની વધારે નજદીક આવવા માટે વધારે અનુકૂળતા હતી. જો કે કલાપી તો તેમને મિત્રના કરતાં ગુરુ વિશેષ ગણતા હતા. છતાં આ ગુરુશિષ્ય વચ્ચે, બુદ્ધિનો નહિ પણ લાગણીનો ગાઢ સંબંધ હતો. એ કેટલો ઉત્કટ હતો તે દર્શાવવા માટે

---

૧ મણિલાલની ' આત્મકથા ' ( વસંત )

૨ ' શ્રી. કલાપીની પત્રધારા ' પૃ. ૨૮૦

કલાપીના એક પત્રના સંબોધનના આ શબ્દો જ બસ છે : 'મ્હારા વ્હાલા' અને 'મ્હારા દેવ'.

મણિલાલ રાજ્ય, ગૃહ, અને ધર્મ અને સાહિત્યપ્રવૃત્તિ એ સર્વમાં કલાપીને યોગ્ય રીતે દોરનાર મિત્રગુરુ હતા. તેમની સાથે કલાપીને સતત પત્રવ્યવહાર ચાલતો, અને તે વારંવાર લાઠી પણ આવી જતા. કલાપીનાં કાવ્યો મણિલાલના 'સુદર્શન'માં પ્રકટ થતાં, અને છેવટે તે પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવાનું નક્કી થયું ત્યારે પણ તેની જવાબદારી મણિલાલે સ્વીકારી હતી.

મણિલાલ પણ કલાપીનું માન બરાબર સાચવતા, પરંતુ કલાપીની ભક્તિ એ મર્યાદાઓમાં પુરાઈ રહેવાની ના કહેતી. "હું 'મહેરબાન ઠાકોર સાહેબ' અને આપ 'ગરીબ ધરબારી' એવાં ઉપમાન 'સ્નેહ' 'પ્રેમ'માં હોઈ જ શકે નહીં. હું અને બધા ઠાકોરો, અને ઠાકોર સાહેબો 'ગોરા' અધિકારીઓને સલામ કરવા જઈએ છીએ – જવું પડે છે – તો આપ જેવા **સ્વદેશી** દેશહિતેચ્છુને 'દંડવત્ પ્રણામ' કરવા આવીએ તો પણ ઘટિત જ છે. અને હું તો આપ સ્નેહીને 'ભેટવા' આવું એમાં આનંદ–અતિ આનંદ છે."[1]

કલાપીએ 'કાશ્મીરનો પ્રવાસ' નામનું પુસ્તક લખેલું. તે સુધારવા માટે તેમણે પ્રથમ ગોવર્ધનરામને વિનંતી કરી હતી. (૧૯–૬-૯૩). જોડણીની ભૂલો સુધારવાનું કહી આવા મોટા માણસને અતિશ્રમ આપવો અને તેમને કાલક્ષેપ કરાવવો એ અયોગ્ય છે એ કલાપી સમજતા હતા, અને તેથી માત્ર વિચાર અને શૈલિમાં સુધારા કરવાનું કહ્યું હતું. આનું પરિણામ શું આવ્યું તે જાણવાનું બની શક્યું નથી. આવી જ વિનંતી મણિલાલને કરવામાં આવી હતી

---

૧ 'શ્રી. કલાપીની પત્રધારા' પૃ. ૧૧

અહીં મેં ઉપસાવેલ શબ્દ 'સ્વદેશી'ને બદલે મૂળમાં પરદેશી શબ્દ છે, પણ સંબંધ જોતાં એ બંધબેસતો ન લાગવાથી આ પ્રમાણે સુધારો સૂચવ્યો છે.

તે પરથી લાગે છે કે ગોવર્ધનરામ આ સંબંધમાં કાંઇ કરી શક્યા નહિ હોય. મણિલાલને આ પુસ્તકના વિચાર અને શૈલિમાં સુધારા કરવા ઉપરાન્ત ઉપોદ્ઘાત લખવાની પણ વિનંતી કરવામાં આવી હતી અને મણિલાલે તે સર્વ કાર્ય કર્યું પણ હતું. અને તે બરાબર જ થયું હશે એમ લાગે છે, કારણ 'પુસ્તક સુધારવામાં આપને ખરેખર કંટાળો આવ્યો હશે. તેને માટે ક્ષમા કરશો '[1] એમ કલાપીએ તેનો સ્વીકાર કરતાં લખ્યું છે.

મણિલાલને એક વખત પૈસાની જરૂર પડી ત્યારે કલાપીએ રૂ. ૧,૮૦૦ મોકલ્યા હતા અને તે પાછા ન વાળવાની આગ્રહભરી વિનંતી કરી હતી. વળી તેમણે ભારપૂર્વક જણાવ્યું હતું કે આપવાના કરતાં માગવું કોઈ રીતે હલકું નથી. પોતાને પણ જો કોઇ મિત્ર પાસેથી કાંઇ મદદ સ્વીકારવી પડે તો તે પાછું આપવા ન કહે.

આ પ્રમાણે કલાપીએ મણિલાલ સાથે અસાધારણ એકતા સાધી હતી. તેથી મણિલાલની પાછલાં વર્ષોમાં હમેશાં નબળી રહેતી તબિયતની તેમને ઘણી ચિંતા રહેતી. તેમણે મણિલાલને પૂર્ણ નિવૃત્ત થઈ થોડો સમય લાઠી રહેવાનો આગ્રહ કર્યો. પણ એવામાં મણિલાલની તબિયત અત્યંત ખરાબ થયાના અને ભયભરેલી સ્થિતિ હોવાના સમાચાર કલાપીને મળ્યા. તે નડિયાદ જવા તૈયાર થયા, એટલામાં તેમને મણિભાઈના અવસાનના સમાચાર મળ્યા. કલાપીના કોમળ હૃદયને આથી ઘણો આઘાત પહોંચ્યો. આ પરમકૃપાલુ ગુરુની ખોટ જિંદગીપર્યંત પુરાશે નહિ એમ તેમને લાગ્યું. 'મણિભાઇને પ્રસંગે મને જે લાગે છે તેને માટે મારી પાસે કશી ભાષા નથી. કવિતા તો ઓલવાઈ ગઈ છે. હૃદય દુઃખમાં પણ જ્યારે સ્મૃતિનું સુખ લેતું થાય છે ત્યારે જ કવિતા પણ રસ આપી શકે છે. ખેદની સ્થિતિમાં તો કાંઈ જ થઇ શકતું નથી. '[2]

---

૧ 'શ્રી. કલાપીની પત્રધારા ' પૃ. ૧૩

૨ લલિતને પત્ર ૧૯-૧૦-૯૮ 'કલાપીના પત્રો '

મણિલાલના મૃત્યુ પછી કલાપીએ ગોવર્ધનરામને પોતાના ગુરુના સ્થાને મૂક્યા હતા. પણ તેમની પાસે ફક્ત અભ્યાસ અને રાજ્યકારભાર સંબંધમાં જ તે દોરવણી માગતા હતા. તેમણે પોતાના ગૃહસંસારની બાબતો ગોવર્ધનરામ પાસે મૂકી ન હતી. કારણ મણિભાઈ તરફ જેવી સ્નેહની લાગણી હતી તેનો અહીં અભાવ હતો. પરંતુ તે સમયના સર્વ ગુજરાતી સાહિત્યપ્રેમીઓની માફક કલાપીને પણ ગોવર્ધનરામ પ્રત્યે અસાધારણ માન હતું.

ગોવર્ધનરામ જૂનાગઢથી વળતાં લાઠી રોકાયા હતા, અને કલાપી પણ ઈ. સ. ૧૮૯૭માં મુંબઈમાં બે વખત ગોવર્ધનરામને ત્યાં મળવા ગયા હતા. પહેલી વાર તે મળવા ગયા ત્યારે 'આપણે ઘેર રાજા આવવાના છે'[1] એમ કરી ઘરને શણગારાવવાનો ખાસ પ્રયાસ ઘરનાં માણસોએ કર્યો હતો તે જોઈ કલાપી બીજી વખત અગાઉથી ખબર આપ્યા વિના જ ગયા હતા, કારણ ગોવર્ધનરામ જેવાને પોતાની ખાતર જરા પણ તસ્દી લેવી પડે તે કલાપીના સરળ સ્વભાવને ગમતું નહિ.

કાન્ત એટલે મણિશંકર રત્નજી ભટ્ટ સાથે કલાપીને પ્રમાણમાં મોડો પરિચય થયો. ચાવંડ, જ્યાંના મણિશંકર વતની હતા, તે ગામ લાઠીની પાસે જ આવેલું છે, અને ત્યાં જવા માટે લાઠી જ રેલ્વે સ્ટેશન છે. વળી કલાપીના લગ્ન વખતે લાઠી મૅનેજર આશારામભાઈના પુત્રોના મિત્ર તરીકે મણિશંકર આવ્યા હતા, અને તેમની વચ્ચે ઓળખાણ પણ થઈ હતી. પરંતુ એ ઓળખાણ નામની જ હશે એમ લાગે છે. તેમની વચ્ચે મૈત્રીનો સંબંધ તો ત્યાર પછી લગભગ આઠ વર્ષે બંધાયો. તા. ૨૬–૧–૯૭ના એક પત્રમાં મણિશંકરે પોતાના મિત્ર પ્રો. બલવંતરાય ઠાકોરને લખ્યું હતું : 'લાઠી ઠાકોર સાહેબ એક ઉત્તમ કવિ છે, અને અમે પહેલી ક્ષણે જ અન્યોન્ય મિત્ર બન્યા છીએ. એમના વિષે ઘણી ઘણી બાબતો એવી

---

૧ 'શ્રીયુત ગોવર્ધનરામ'

છે, જે તમે જાણો એમ ઇચ્છું છું. "[1]

કલાપીએ પોતાના સ્નેહજીવનનો ઇતિહાસ કાન્તને લખી મોકલ્યો હતો તેના જવાબમાં કાન્તે તેમને પોતાનું દુઃખ ધીરજથી સહન કરવાની સલાહ આપી હતી. "જે કાંઈ થાય છે તે સર્વ ઈશ્વરેચ્છાથી જ અને વિશ્વના અનંત ઉદ્દેશોની ખાતર જ થાય છે' એ શ્રદ્ધા અથવા પ્રતીતિ નિશ્ચલ થયા વગર ધર્મનાં સત્યો આપણી દૃષ્ટિને દેખાતાં નથી. આ પાર્થિવ જીવનનાં સુખ દુઃખ ક્ષણિક છે; અનંત જીવનના કાંટામાં જ તેની યોગ્ય તુલના થઈ શકશે."[1]

કાન્તે કલાપીને સ્વીડનબોર્ગ રૂપી 'ઔષધિ'ની ભલામણ દુઃખના શામક તરીકે કરી. કલાપીને આ ઔષધ ઘણું રુચ્યું હોય એમ લાગે છે. તેમણે ગોવર્ધનરામને લખ્યું હતું: 'સ્વીડનબોર્ગ ઘણો મોટો માણસ છે એમ તેનાં થોડાં પુસ્તકો વાંચવા પરથી લાગ્યા વિના રહેતું નથી.' આજ પત્રમાં તેમણે મણિશંકર વિશે અભિપ્રાય દર્શાવ્યો હતો કે તેમનું 'હૃદય નિખાલસ લાગે છે અને બાલક જેવું પવિત્ર છે.'[2]

પોતાના મિત્ર પ્રો. બલવંતરાય ઠાકોરને સાથે લઈ મણિશંકરે તા. ૧૫–૧૧–૯૮ થી શરૂ થતું એક અઠવાડિયું કલાપીની સાથે ગાળ્યું હતું. ત્યાં શાસ્ત્રી પ્રભુલાલ પ્રભાશંકર, જટિલ અને રૂપશંકર ઉદયશંકર તથા કારભારી તાત્યા સાહેબ હતા જ અને લક્ષ્મીપ્રસાદ હરિપ્રસાદ દેસાઈ ભાવનગરથી બે દિવસ આવ્યા હતા. આ પ્રસંગે એવો કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો હતો કે પ્રો. ઠાકોર અને મણિશંકરે તે પછીનો યે મહિનો મહાબળેશ્વરમાં ગાળવો અને સાથે શેક્સપીયર, પ્લેટો, સોફોક્લિસ વગેરે વાંચવા. આ પરિચયના પરિણામે પ્રો. ઠાકોરે અભિપ્રાય દર્શાવ્યો છે કે: 'શુદ્ધ જિજ્ઞાસાની સુરસિંહજીના જેટલી ઉત્કટતા અતિવિરલ.'[1]

---

૧ 'કાન્તમાલા'
૨ 'કાન્તમાલા'
૧ 'કાન્તમાલા'

મણિશંકરની સલાહ પ્રમાણે કલાપીએ સ્વીડનબર્ગનાં પુસ્તકો વાંચવા માંડ્યાં હતાં. શરૂઆતમાં તેમના મનમાં તેના વિચારોની વિરુદ્ધ દઢતા બંધાઈ, પણ ‘ હેવન ઍન્ડ હેલ ’ વાંચ્યા પછી તેના પર વિશેષ શ્રદ્ધા લાવવાનું મન થયું, અને વિરોધને બદલે મનમાં શંકાએ સ્થાન કર્યું.

મણિશંકરે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો તે કારણથી તેમના જૂના મિત્રોએ અને જ્ઞાતિજનોએ તેમનો ત્યાગ કર્યો. પરંતુ કલાપીએ તેમની સાથે પહેલાના જેવો જ પ્રેમ અને મૈત્રી ચાલુ રાખ્યાં હતાં. તેથી મણિશંકરના હૃદયને ઘણું આશ્વાસન મળ્યું હતું. કલાપીએ પોતે પણ બાઈબલ વાંચવા માંડયું, અને ૧૦-૧૦-૧૮૯૯ થી (Lord's prayer) ખ્રિસ્તી પ્રભુ પ્રાર્થના શરૂ કરી. કલાપીનાં નાનાં નાનાં અંજની ગીતોમાં અને ‘ પેદા-થયો છું ઢુંઢવા તુંને સનમ ’ જેવાં કોઈ કોઈ કાવ્યોમાં ખ્રિસ્તી ધર્મની જે અસર દેખાય છે, તેનાં મૂળ અહીં જોઈ શકાશે.

મણિભાઈએ સ્વીડનબર્ગના પુસ્તકનો પોતે કરેલો અનુવાદ ‘ સ્વર્ગ અને નરક ’ S. T. G. એટલે સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલને અર્પણ કરેલ છે. કલાપીના મૃત્યુ પછી તેમનાં કાવ્યોને એકત્ર કરી ‘ કલાપીનો કેકારવ ’ એ નામથી મણિશંકરે પ્રકટ કરી પોતાના આ મિત્રનું સાક્ષરશ્રાદ્ધ ઉત્તમ રીતે કર્યું છે. તેની શરૂઆતમાં મૂકેલું કાવ્ય ‘ કલાપીને સંબોધન ’ હવે તો ગુજરાતમાં અત્યંત જાણીતું થઈ ગયું છે.

‘ કલાપીનો કેકારવ ’ ગુજરાતને ગાંડું કરી શક્યો તેમાં મણિ-શંકરનું સંપાદન પણ એક મુખ્ય તત્ત્વ ગણાવું જોઈએ. મણિશંકરનું સ્થાન ગુજરાતના કવિઓમાં ઘણું આગળ પડતું હતું. તેમના હૃદયની નિખાલસતા અને નીડરતા વિરોધીઓની પાસે પણ માન અપાવે તેવી હતી. મણિભાઈ જેવા સ્વતંત્ર વિવેચકે કલાપીનાં કાવ્યો પસંદ કરી પ્રકટ કર્યાં એ જ તેની ઉચ્ચતાનું પ્રમાણપત્ર હતું.

'કેકારવ'ની પછી મણિભાઈએ કલાપીનાં 'હમીરજી ગોહિલ' તથા 'માલા અને મુદ્રિકા' નામનાં પુસ્તકો પણ યોગ્ય રીતે સંપાદન કરીને પ્રસિદ્ધિમાં મૂક્યાં હતાં. કલાપીના કેટલાક પત્રો 'કેકારવ'માં મણિભાઈએ પ્રકટ કર્યા હતા ત્યારથી જ તેની તરફ વાંચકોનું ખેંચાણ ઘણું થયું હતું. એટલે કલાપીના પત્રો પુસ્તક રૂપે છપાવવા માટે મણિભાઈએ નિશ્ચય કર્યો, અને તે માટેની સર્વ સામગ્રી એકઠી કરી કાશ્મીરના પ્રવાસે ગયા, પરંતુ પ્રવાસ દરમ્યાન જ તેમનું અવસાન થયું. પરંતુ તેમના સુપુત્ર શ્રી. મુનિકુમારે 'કૌમુદી'ના કલાપી અંકમાં અને છૂટક પુસ્તકરૂપે આ પત્રો પ્રસિદ્ધ કરી આ કાર્ય ઘણી સારી રીતે પાર પાડયું છે, જે માટે તેમને અભિનંદન ઘટે છે.

રૂપશંકર ઉદયશંકર ઓઝા, જે 'સંચિત્'ની સંજ્ઞાથી કાવ્યો લખતા હતા તેમનું નામ અત્યારે બહુ જાણીતું નથી, પણ ગુજરાતી સાહિત્યના અભ્યાસીને તે અજાણ્યું રહેવું જોઇએ નહિ. સંચિતે ૧૯૦૯માં રાજકોટમાં ભરાયેલ ત્રીજી સાહિત્ય પરિષદ વખતે 'કલાપીનું સાક્ષર જીવન' નામનો વિસ્તૃત નિબંધ તૈયાર કર્યો હતો. તે ત્રીજી સાહિત્ય પરિષદના અહેવાલમાં છપાયો છે, અને જુદા પુસ્તકરૂપે પણ ઉપલબ્ધ હતો.

સંચિતનો જન્મ ઈ. સ. ૧૮૬૬માં તેમના મોસાળમાં વસાવડ મુકામે વડનગરા નાગરજ્ઞાતિમાં થયો હતો. વસાવડના તાલુકદારો વડનગરા નાગરો છે, અને રૂપશંકરનાં માતા આવા જ એક તાલુકદારનાં એકનાં એક પુત્રી હતાં. આ પ્રમાણે મોસાળના ગીરાસના વારસદાર રૂપશંકર હતા, પણ આર્થિક મુશ્કેલીને કારણે સરકારમાં કાયદેસર લડત ન ચલાવી શકવાથી તેમને આ વારસો મળ્યો નહિ.

સંચિત્‌ના પિતા પોલિસ ખાતામાં નોકર હતા, પણ આ નોકરી સંચિત્‌ની બાળવયમાં જ છોડી દઇ તેમણે સાધુ–સંન્યાસીઓમાં ફરવા માંડયું હતું. આ પ્રમાણે પંદર વર્ષની વયે સંચિત્‌ની ઉપર કુટુંબ-વ્યવહાર ચલાવવાનો બોજો પડયો. તેમણે માત્ર અંગ્રેજી ચાર ધોરણનો

અભ્યાસ કર્યો હતો, પણ આપ મેળે પાછળથી ઘણું જ્ઞાન મેળવ્યું હતું. એકાદ વર્ષ ગોંડળમાં ખેતી અને એન્જીનિયરીંગનો અભ્યાસ તેમણે કર્યો હતો તે પાછળથી તેમને ઘણો ઉપયોગી નીવડયો હતો.

શરૂઆતમાં કેટલોક સમય જૂનાગઢમાં નોકરી કર્યા પછી સંચિતે કાઠી રજવાડાંઓમાં પ્રવેશ કર્યો. અહીં કાઠી રાજાઓના નોકર કરતાં મિત્રના જેવી તેમની સ્થિતિ વધારે હતી. હડાળાના કાઠી દરબારશ્રી વાજસુરવાળાનો આશ્રય સંચિતને સૌથી વધારે મળ્યો હતો. અને શ્રી. વાજસુરવાળા કલાપીના ગાઢ મિત્ર હતા તેથી સંચિતને પણ કલાપી સાથે મૈત્રીનો સંબંધ બંધાયો.

કલાપી અને શ્રી. વાજસુરવાળાના કાશ્મીરના પ્રવાસ દરમ્યાન સંચિત્ પણ એક સંગાથી હતા. આ સમયે કલાપીના ગાઢ પરિચયમાં તે આવ્યા.

અમદાવાદ પહોંચ્યા પછી એક સાંઝે હઠીભાઈની વાડીના ઊતારામાં કલાપી 'કાદંબરી' વાંચતા હતા, ત્યાં સંચિત્ જઈ ચઢ્યા, અને થોડી વાતચીતને અંતે બન્નેએ સાથે મળીને જ આ મુશ્કેલ ગ્રંથ વાંચવાનું ઠરાવ્યું. આ સહવાંચનનો સંચિત્ કાશ્મીરનો પ્રવાસ પૂરો થતાં પાછા ફર્યા, અને કલાપી, આર્યાવર્તના પ્રવાસમાં આગળ વધ્યા તેથી અંત આવ્યો, પણ કલાપીએ 'બાઈ કાદંબરીની થોડી સેવા'[૧] એકલા પણ કરવાની ચાલુ રાખી હતી.

કલાપી અને સંચિત્નો પ્રવાસ દરમ્યાન બંધાયેલો આ સંબંધ ઉત્કટ મૈત્રીના સ્વરૂપમાં પરિણમ્યો. કલાપીએ સંચિત્ને માટે પત્રોમાં જે સંબોધનો યોજ્યાં છે તે જોઇ જવાથી આનો કાંઈક ખ્યાલ આવે છે. પોતાના આ વહાલા રૂપ કે વહાલા બાલુભાઇને પરમસ્નેહી, પ્રિયમિત્ર, વહાલા જીવન, પ્રેમવત્સલ, પ્રેમકોષ, પ્રેમસાગર, સર્વસ્વહૃદય, પ્રિયપાન્થ, નયનાનન્દક, હૃદયાનન્દક, પ્રીતિરત્નાકર, સર્વસ્નેહરત્નાકર– વગેરે વગેરે નવાં નવાં સંબોધનોથી કલાપીએ સંબોધ્યા છે. તે તેમની

૧ 'શ્રી. કલાપીની પત્રધારા'

'પ્રિય દુનિયા' છે. છેવટે સહી કરવામાં પણ આવો જ ભાવ કલાપીએ વ્યક્ત કર્યો છે. પોતાના આ પરમ મિત્રને પ્રથમ પત્રમાં તેઓ સલામ પાઠવે છે, પણ પછીથી કંઠાલિંગન, સહસ્ર–કંઠાલિંગન અને આશ્લેષ પાઠવે છે. વળી પત્રોમાં જ્યાં સંચિત્ પુષ્પ છે ત્યાં પોતે મધુકર છે. કલાપીએ લખ્યું છે: 'પ્યારીના પત્રોના જેટલા જ ઉલ્લાસથી દુનિયાના પત્રનાં દર્શન થાય છે.'[1] આને સંચિતે 'અમારા ઇશ્કની મસ્તી' નામ આપ્યું છે તે જ યોગ્ય લાગે છે.

સંચિત્ કલાપીના મિત્ર જ રહેવા ઇચ્છતા હતા, પરંતુ સંયોગવશાત્ તેમણે લાઠીના ડેપ્યુટી કારભારી અને મુખ્ય કારભારી તરીકે પણ કેટલોક સમય કામ કર્યું હતું.

લાઠી છોડતાં સંચિતે 'વિખુટા થતા મિત્રને' નામનું કાવ્ય લખ્યું હતું તેમાંથી તે સમયની પરિસ્થિતિનું સચોટ આલેખન મળે છે. કાવ્યને અંતે આ સ્નેહી મિત્રે ચિંતાતુર બનીને કહ્યું હતું:

મને આ લાગે છે: વિષમય બધા આ સમૂહમાં
ખરે! તું સુધા છે: પ્રભુથી ઉગરે મ્હેર ધરીને.
ખરે! ખારાનીરે મીઠી મીઠી તું ભાત! વિરડી:
પ્રભુ પોષે, રક્ષે, અનળ સળગ્યો છે સ્થળ સ્થળે!!
હવે હું જાણું છું પ્રીકર મુજ તું કૈં નવ કરે,—
અને આ સંસારે પળપળ તું ચેતી વિચરજે.[2]

કલાપીના મૃત્યુ પછી સંચિતે કદી પણ રંગીન પાઘડી બાંધી ન હતી. ૧૧ વર્ષ પછી પોતાના આ મિત્રને સંભારતાં સંચિતે લખ્યું હતું:

છપ્પનીયો દુષ્કાળ આવ્યો, વીત્યો સર્વને,
અમને પૂરી ઝાળ, આપી ચાલ્યો સુરસિંહ!

સંચિતે પણ, મણિશંકરની માફક કલાપીનું સાહિત્ય પ્રકટ

---

૧. કૌમુદી, પોષ ૧૯૮૧
૨. શ્રી સંચિત્નાં કાવ્યો

કર્યું છે. પ્રથમ તેમણે 'કલાપીના સંવાદો' પ્રકાશમાં મૂક્યા, અને 'કેકારવ'ની પ્રસિદ્ધિમાં બની શકી તેટલી મદદ કરી. 'કલાપી ગ્રંથાવલી'ની એક વિસ્તૃત યોજના તેમણે ઘડી હતી, અને તે પ્રમાણે કલાપી–સાહિત્યનાં વીશેક પુસ્તકો પ્રકટ કરવા મુંબઈમાં કાર્યાલય ખોલ્યું. આ કાર્યાલય મારફત 'કાસ્મીરનો પ્રવાસ,' 'કલાપીના સંવાદો' અને 'કલાપીનું સાક્ષરજીવન' નામનો પોતાનો ઉપર કહેલો વિસ્તૃત નિબંધ સુધારાવધારા સાથે—એટલાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં, પણ પછી આપણા સાહિત્યના દુર્ભાગ્યે કેટલાંક કારણોથી એ યોજના પડતી મૂકવામાં આવી.

સંચિત્‌નું અવસાન ૬૬ વર્ષની વયે ઈ. સ. ૧૯૩૨માં થયું. અવસાન પહેલાં તેમણે કલાપીના કુમારશ્રી જોરાવરસિંહજીએ પ્રસિદ્ધ કરેલ અમૂલ્ય ગ્રંથ 'શ્રી. કલાપીની પત્રધારા'નો ઉપોદ્‌ઘાત લખ્યો હતો તે તેમનું કલાપી વિશેનું છેલ્લું લખાણ છે.

મસ્તકવિ ત્રિભુવન પ્રેમશંકરનું પુસ્તક 'કલાપીનો વિરહ' જેટલું જાણીતું થવું જોઇએ તેટલું થયું નથી, એ સાચી કવિતાની આપણા વાંચકોમાં કેટલી ઓછી કદર છે તેનો પુરાવો છે. ત્રિભુવન પ્રેમશંકર મહુવાના વતની હતા. તેમનું કાવ્ય 'વિભાવરી સ્વપ્ન' રમણભાઈની પ્રશંસા પામી શક્યું હતું. તેમનું બીજું કવિતાનું પુસ્તક 'સ્વરૂપ પુષ્પાંજલિ' પણ વાંચવા લાયક છે. પરંતુ તેમનો શ્રેષ્ઠ ગ્રંથ 'કલાપીનો વિરહ' છે. મસ્તકવિ વેદાન્તી હતા, અને આ ગ્રંથમાં તેમણે શાંકરવેદાન્ત ભજનના ઢાળોમાં સમજાવ્યું છે. કવિશ્રી નાનાલાલે પોતાની વિશિષ્ટ શૈલિમાં મસ્તકવિનું રેખાચિત્ર થોડા શબ્દોમાં પણ આબેહૂબ દોર્યું છે. 'જાણે યાળ ઉછાળતો સિંહનો બાળકો; શિલા સમો બાંધી દડીનો દેહસ્તંભ; કેસરી સમો અલમસ્ત અને મલપતો, પીચ્છ છટા જેવા એના હાથ ઉછળે, વનરાજના હુંકાર સમી એની કાવ્યઘોષણા પણ ગાજે.'[૧] કલાપી મસ્તકવિને

૧. 'કલાપીનો સાહિત્યદરબાર': પ્રબોધ, માર્ચ, ૧૯૩૮

માસિક દસ રૂપિયાનું પેન્શન આપતા હતા અને વડિયાના બાવાવાળા પાંચનું. કલાપીએ ભાવનગરના મહારાજા ભાવસિંહજીને મસ્તકવિને આવી મદદ આપવા પત્ર લખી જણાવ્યું હતું, કારણ તે ભાવનગરના પ્રજાજન હતા એટલે તેમના પર આ કવિનો પ્રથમ હક્ક હતો. મસ્તકવિનો પરિચય આપતાં કલાપીએ લખ્યું હતું: 'કોઇને પણ સખ્ત સત્ય કહી શકે, કદીપણ અંતઃકરણની ઉચ્ચ ભાવનાથી ન ડગે એવું ચરિત્ર આ કવિમાં દુનિયાદારીમાં મેં પ્રથમ જ જોયું છે. અને તે ગરીબ બ્રાહ્મણ કોઇપણ રાજાનો મિત્ર થવા યોગ્ય છે એમ મને સમજાયું.'[૧]

મહુવાના બીજા બે વતનીઓનો પણ કલાપીના મિત્રમંડળમાં સમાવેશ થતો હતો. ફૂલચંદ જો મારી સ્મરણશક્તિ દગો દેતી ન હોય તો, એક ખોજા ગૃહસ્થ હતા, પણ સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના રસિયા હતા. મસ્તકવિ ત્રિભુવને પોતાનું પુસ્તક 'સ્વરૂપ પુષ્પાંજલિ' ફૂલચંદને અર્પણ કર્યું છે.

'જટિલ' એટલે જીવણરામ લક્ષ્મીરામ દવે એ સમયમાં કવિ અને વિવેચક તરીકે સારી પ્રતિષ્ટા પામ્યા હતા. તેમણે કલાપીનાં કેટલાંક કાવ્યો પર, તે પ્રસિદ્ધ થયાં ત્યારે, વિવેચન લખ્યું હતું. તે મહુવાની મિડલ સ્કૂલના હેડમાસ્તર હતા. અહીંથી રજા લઇ તેમણે કલાપીના મંત્રી તરીકે કેટલોક સમય કામ કર્યું હતું, અને પછી કલાપીએ તેમને પેન્શન બાંધી આપ્યું હતું. 'હમીરજી ગોહિલ' લખવામાં તેમણે કલાપીને સારી મદદ કરી હતી. તેમનાં કાવ્યો 'જટિલ પ્રાણુપદબંધ' એ નામથી પ્રસિદ્ધ થયાં હતાં. હરિલાલ ધ્રુવના મૃત્યુ પછી 'જટિલે' કેટલોક સમય 'ચંદ્ર'ના તંત્રી તરીકે પણ કામ કર્યું હતું.

કુંડલાના પ્રશ્નોરા શાસ્ત્રી પ્રભુલાલ પ્રભાશંકર સાથે કલાપી સંસ્કૃત કાવ્યો વાંચતા અને સમજતા. પ્રભુલાલ શાસ્ત્રી ભાગવતના રસિયા હતા અને મેઘદૂતના ઘનપાઠી હતા. પણ કલાપીના અવસાન

૧. 'કલાપીના પત્રો'

પછી તેમને સાહિત્ય તરફ વૈરાગ્ય આવ્યો અને તેમણે વૈદ્ય તરીકેનો વ્યવસાય શરૂ કર્યો. ટૂંકા જીવનમાં કલાપીએ આ પ્રમાણે અનેક રસિક હૃદયોને પ્રેમનાં અમૃત–ઝેર પાયાં હતાં. કલાપીએ લખ્યું છે:

આ પ્રેમ સંસારી તણો તુજ તેજ જેવો છે નકી,
એ અમૃતે શું ઝેરનાં બિંદુભર્યાં વિધિએ નથી ?
અમ એ જ જીવન, એ જ મૃત્યુ, એ જ અશ્રુ ને અમી,
જે પોષતું તે મારતું, એવો દીસે ક્રમ કુદરતી.

પ્રભુલાલ શાસ્ત્રી, મસ્તકવિ, સંચિત્, વાજસુરવાળા, કાન્ત, રમા, શોભના–કેટકેટલા સ્નેહીઓને કલાપીએ અલ્પ આયુષમાં 'રસઘડા' પાયા. તેમના સ્નેહીમંડળના ઉરઉરમાંથી ઊઠતા આર્તનાદનો જાણે પડઘો હોય તેમ કલાપીએ પોતે જ ફરિયાદ કરી છે :

આયુ સ્વલ્પ દઈ કર્યા મનુજને પ્રેમી ઇશે કાં ભલાં ?
શું પીવાય મુહૂર્તમાં રસઘડા વ્હાલાં ઉરે જે વસ્યા?

આ મંડળમાંના, કલાપીના પરમમિત્ર દરબારશ્રી વાજસુરવાળા સદ્ભાગ્યે આપણી વચ્ચે અત્યારે વિદ્યમાન છે. બગસરા ભાગદાર દરબારશ્રી વાજસુરવાળા આર્યાવર્તના પ્રવાસમાં કલાપીના સંગાથી હતા. સાહિત્ય, કલા અને ધર્મની અખંડ ઉપાસના પોતાના નાનકડા ગામમાં અર્ધી સદી પર્યંત કરીને દરબારશ્રીએ હડાળાને હિંદજાણીતું કીધું છે. વિદુષી એનીબેસંટ, શ્રીમાન બ્રુક્સ અને પ્રોફેસર ઊનવાળા જેવા અનેક શારદાભક્તો હડાળાની મુલાકાતે આવતા. ચર્ચા, ભજન-કીર્તન, વાર્તાકથાનો કાર્યક્રમ તો અખંડ ચાલ્યા જ કરતો. દરબારશ્રી થિયોસોફિસ્ટ છે, અને તેમના થિયોસોફિના અભ્યાસના ગ્રીષ્મ વર્ગોનો લાભ થિયોસોફિસ્ટ અને ઇતર અનેક સંસ્કારપ્રેમીઓએ લીધો છે.

દરબારશ્રી વાજસુરવાળા કાવ્યો પણ લખતા. અને તેમનાં કાવ્યોને વારંવાર કલાપીએ પોતાનાં કાવ્યોના કરતાં વધારે સારાં કહ્યાં છે. આ મિત્રોની મૈત્રીના સ્થૂલ સ્મરણચિહ્નરૂપે, કલાપીએ ખાસ હડાળે આવી સ્થાપન કરાવેલ 'વ્રજસુરેશ્વર'નું શિવાલય મોજુદ છે.

કલાપીના બીજા ક્ષત્રિય મિત્ર શ્રી. સરદારસિંહજી રવાજીભાઇ રાણા વર્ષોથી પૅરિસવાસ સેવે છે. તેમના પિતા રવાજીભાઈ 'મામા' કાશ્મીરના પ્રવાસમાં કલાપીની સાથે હતા. સરદારસિંહજી મુંબઇની ઍલ્ફિન્સ્ટન કૉલેજમાંથી બી. એ. થઈ બૅરિસ્ટર થવા માટે ઈંગ્લાંડ ગયા હતા. ત્યાં રાજકારણમાં પડી ગયા, સમાજવાદની દીક્ષા લીધી અને કાયમનો દેશવટો સ્વીકાર્યો.

શ્રી. એસ. આર. રાણાને એક બંગાળી લેખકે દક્ષિણી તરીકે ઓળખાવ્યા છે, તે પરથી તેના ગુજરાતી ભાષાન્તરકારે પણ તેમ જ કહ્યું છે. પણ ગુજરાતીઓએ મગરૂર થવા જેવું છે કે તે લીંબડી પાસે કંથારિયાના રજપૂત છે.

## પ્રકરણ આઠમું

### કલાપીની કેકા

**૧૮૯૨ ના** ઑક્ટોબરની ૧૫મી તારીખે 'ફકીરીહાલ' નામની ગઝલ કલાપીએ લખી, જે તે જ વર્ષના 'સુદર્શન'ના નવેમ્બરના અંકમાં છપાઈ છે. ગુજરાતના રંક સાહિત્યોદ્યાનમાં સુરતાની વાડીના મીઠા મોરલાની આ કેકા આઠ વર્ષ સુધી ધીરી ધીરી સંભળાતી હતી અને મોટે ભાગે મિત્રોનું જ ધ્યાન ખેંચતી હતી, તે તેમના સ્વર્ગારોહણ પછી તો ગુજરાતના ખૂણે ખૂણે પહોંચી વળી છે.

પણ આ ગઝલ કલાપીનો પ્રથમ લેખ ન હતો. તેમનો પ્રથમ લેખ તો ૧૮૯૨ના જૂન માસની બાવીસમી તારીખે લખેલો 'કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન ' નામે પત્રના રૂપમાં લખાયેલ પ્રવાસવર્ણન છે.

શ્રીજગન્નાથપુરીથી આ પત્ર કલાપીએ 'પ્રિય માસ્તર સાહેબ જોશીજી'ને લખ્યો હતો. શ્રી. એન. બી. જોશીને પોતાના રાજવી શિષ્યનું આ લખાણ એટલું બધું ગમી ગયું કે તેમણે તે તુરત જ છપાવી દીધું. કલાપીએ પછી મણિલાલ નભુભાઈની મદદથી તેમાં સુધારા વધારા કર્યા હતા.

નવા ગદ્યલેખકમાં સ્વાભાવિક રીતે જોવામાં આવે છે તેવો લલિત ભાષાનો મોહ આ પુસ્તકમાં કેટલીક જગ્યાએ દેખાય છે; વર્ણનના કેટલાક ભાગો 'કાદમ્બરી'ની શૈલિના અનુકરણરૂપે લખાયા હોય એવા લાગે છે; છતાં એકંદરે આ પુસ્તક સરળ, સહૃદય અને

ઊછળતી શૈલિમાં લખાયું છે, અને તેથી અત્યારે પણ એનું વાંચન અત્યંત રસપ્રદ નીવડે છે. હાઇસ્કૂલનો અભ્યાસ અરધેથી મૂકી દીધેલ, ૧૮ વર્ષની વયના કુમાર માટે આ જેવી તેવી લેખનસિદ્ધિ ન ગણાય.

આ પુસ્તકમાં પ્રકૃતિવર્ણન અને તે જોવાથી તેમના હૃદય ઉપર થયેલ અસર મુખ્યત્વે દર્શાવી છે. વચ્ચે વચ્ચે તેમણે જે વિચાર-કણિકાઓ મૂકી છે, તેનું ચિંતન લેખકની વય જોતાં આશ્ચર્યચકિત કરે તેવું છે.

પણ ઉપર કલાપીના અભ્યાસ વિશે જે લખ્યું તેમાં ઘણું ઉમેરવા જેવું છે. એમાં કહ્યું છે તે બરાબર છે કે:

'કલાપીએ શાળાનો અભ્યાસ ઇંગ્રેજી ચાર પાંચ ધોરણ જેટલો જ કર્યો હતો', પણ તેમની સાચી કેળવણીની શરૂઆત કૉલેજ છોડયા પછી જ થઈ હતી, અને તેમનો અભ્યાસ મરણપર્યંત ચાલુ રહ્યો હતો.

ગ્રંથકાર થવા માટે અભ્યાસની અનિવાર્ય અગત્ય છે એ કલાપી સમજતા હતા, પણ તે ઉપરાન્ત શુદ્ધ જિજ્ઞાસાથી પ્રેરાઇ તેમનો મોટા ભાગનો અભ્યાસ તો ચાલતો હતો.

તેમનો વિચાર મેટ્રિકની પરીક્ષા પસાર કરી, આર્ટ્સ કૉલેજના વિદ્યાર્થી થવાનો હતો. આંખના વ્યાધિને લીધે આ વિચાર છોડી દેવો પડયો, પણ તેનો બદલો તેમણે ખાનગી અભ્યાસથી વાળી દીધો.

તેમણે શરૂઆતમાં દરરોજ એક કલાક અંગ્રેજી, એક કલાક કાયદો અને ત્રણ કલાક ગુજરાતી એમ પાંચ કલાક અભ્યાસ કરવાનો નિયમ રાખ્યો હતો. પછી અભ્યાસનો સમય વધતો જ ગયો, અને તેમણે પોતાનો લગભગ સર્વ સમય તેથી પાછળ જ ગાળવા માંડયો. પ્રભુલાલ શાસ્ત્રી પાસે સંસ્કૃત શીખવા માંડયું, અને ઉર્દૂનો અભ્યાસ પણ શરૂ કર્યો. અંગ્રેજી, ગુજરાતી તો મોટે ભાગે એકલા જ વાંચતા. આ માટે સાક્ષરો-નો પરિચય વધારવા લાગ્યા અને પુસ્તકોનો સંગ્રહ કરવા લાગ્યા.

૧૮૯૨ સુધી તેમણે માત્ર ગુજરાતી પુસ્તકો જ વાંચ્યાં હતાં. છગનલાલ પંડયા–કૃત કાદંબરીનું ભાષાન્તર, સરસ્વતીચંદ્ર, નવલ-

ગ્રંથાવલી, ઉત્તરરામચરિત, મણિલાલ અને મનઃસુખરામના સર્વ ગ્રન્થો, નરસિંહ, મીરા, પ્રેમાનંદ, સામળ વગેરે પ્રાચીન, અને નર્મદ, દલપત કાન્ત વગેરે અર્વાચીન કવિઓનાં કાવ્યો, રામાયણ, મહાભારત, પુરાણ વગેરેના સાર અને ભાષાન્તર એમ ગુજરાતી ભાષામાં લખાયેલ જે કાંઇ મળી શકયું તે સર્વ તેમણે વાંચવા માંડયું.[1] ગોવર્ધનરામ જેવા 'સાક્ષરશિરોમણિ'ને તેમણે લખ્યું હતુંઃ 'ગુર્જર ભાષાનાં સારાં પુસ્તકોમાં એવું ભાગ્યે જ નીકળશે, કે જેનું મેં મનન ન કર્યું હોય.'[2]

તે સમયમાં પ્રસિદ્ધ થતાં 'સુદર્શન' 'ચંદ્ર', 'ભારતી ભૂષણ' વગેરે માસિકો તે ધ્યાનપૂર્વક જોઇ જતા.

અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ ૧૮૯૨માં શરૂ કર્યો હતો, તે આઠ વર્ષમાં ઘણો વધી ગયો. શેકસપીયર, મિલ્ટન, બાયરન ટોમસ-મૂર, વર્ડ્ઝવર્થ, શેલી, કીટ્સ, ટેનિસન, બ્રાઉનિંગ, મેથ્યુ આર્નોલ્ડ વગેરે અંગ્રેજી કવિઓ અને ડેન્ટે તથા ગેટેની કૃતિઓનાં અંગ્રેજી ભાષાન્તરો તે વાંચી ગયા. વળી પ્લેટો, મેકસનોર્ડો, શોપનહોર, એમર્સન, મિલ, સ્વીડનબર્ગ વગેરે તત્ત્વચિંતકોનો અભ્યાસ પણ તેમણે કર્યો.

આ સર્વ અભ્યાસને પરિણામે તેમના સાહિત્યસર્જનમાં દૃષ્ટિની વિશાલતા અને ચિંતનની તલસ્પર્શિતા આવ્યાં.

કલાપીની સાહિત્યકીર્તિ મુખ્યત્વે તેમનાં કાવ્યો ઉપર અવલંબે છે.

અર્વાચીન ગુજરાતી કવિઓમાં સૌથી વધારે લોકપ્રિય કવિ કલાપી છે. યુવક યુવતિઓના તો તે વર્ષોથી માનીતા કવિ છે. 'કલાપીનો કેકારવ' કાન્તે ૧૯૦૩માં, કલાપીના મૃત્યુ પછી ત્રણ વર્ષે ભાવનગર દરબારી છાપખાનામાં છપાવીને પ્રકટ કર્યું. ત્યારપછી થોડાં થોડાં વર્ષને અંતે તેની નવી આવૃત્તિ નીકળ્યા કરી છે. આવું

---

૧. 'કલાપીનું સાક્ષર જીવન,' રૂપશંકર ઓઝા. ૨. શ્રી. 'કલાપીની પત્રધારા'

અન્ય નવા કવિઓના સંબંધમાં બન્યું નથી. તેનાં કારણો વિચારવા-યોગ્ય છે.

'કેકારવ'ની લોકપ્રિયતાનું પ્રથમ કારણ તેમાં રહેલું હૃદયનું ઊંડું દર્દ છે. આ દર્દ કશાએ આડંબર વિના કે છુપાવવાનો પ્રયત્ન કર્યાં વિના તેમણે વ્યક્ત કર્યું છે. કાર્લાઇલે કહ્યું છે કે મૌલિકતા નવીન-તામાં નથી પણ સહૃદયતામાં છે. આવી સહૃદતા કલાપીમાં છે; તેમનાં કાવ્યોમાં અતૃપ્ત પ્રણયનો આર્ત્તનાદ છે. તેમણે કહ્યું છેઃ

વ્હાલાંનો વિરહી થઇ, હૃદયને ચીરી રડ્યો ત્યાં હતો;
તે અશ્રુઝરણું જ શોણિત સમું, તે કાવ્યમાં છે ભર્યું,
સ્વેચ્છાએ ભરી ચંચુ લાલમુખથી પીજે ભલે આંસુડું.[1]

કલાપીને મન કવિતા નિઃશ્વાસ જેવી હતી. એ જેવી મનમાં ઉત્પન્ન થતી તેવી જ બહાર નીકળી જતી હતી, એટલે તેમાં કલાને અવકાશ ન હતો. સ્વાભાવિક રીતે જ જેટલી કલા એમાં આવી જાય તેટલી ખરી; પરંતુ વારંવાર ઘટમાં ઘૂંટાતા દર્દ ઊર્મિને પ્રકટ કરવી, અને પછી પણ તેમાં સુધારા વધારા કરવા એવું કલાપીએ કર્યું નથી. એમાં પ્રેરક હેતુ સર્જન નથી પણ વિસર્જન છે.

કલાપી ઘણી ઝડપથી કવિતા રચી શકતા. 'કવિતા કરવામાં મને નવાઇ જેવી ટેવ છે. કવિતા કરવાનું સાંભરે અને જે રસનું કાવ્ય હોય તે રસમય હૃદય હોય તો ચોવીસ લીટી પાંચ મીનીટનું કાર્ય છે, અને તેવા હૃદયના વેગ વિના હું કવિતા કરતો નથી ?

કલાપી આમ ઝડપથી કાવ્ય રચી શકતા હતા, પણ તે શીઘ્ર કવિ ન હતા. શીઘ્ર કવિતાનો અર્થ તે બરાબર સમજતા હતા. 'શીઘ્ર કાવ્ય એટલે શું ? કહ્યું અને તુર્ત લખવું (બે ત્રણ મિનિટમાં) એટલી જ શીઘ્ર કાવ્ય એ શબ્દની વ્યાખ્યા પૂરી થતી નથી. શીઘ્ર કાવ્ય એટલે હૃદયના ઊંડા નાદ વિના-કંઈ પણ લાગણી વિના-કેટલીક લીટી જોડી કાઢવી એને શીઘ્ર કાવ્ય કહે છે. હું તો શીઘ્ર

---

૧. પાન્થપંખીડું.

કાવ્યને કાવ્ય જ કહેતો નથી. લાગણી વિનાનું કાવ્ય બને જ નહિ. લાગણી જેમાં નહિ તે કાવ્ય નહિ. 'દલપતરામ ઘણું કરીને એક શીઘ્ર કવિ છે, અને તેથી જ તે કવિ જ નથી. આપ વિચારશો તો જાણશો કે દુનિયામાં જેટલા કવિ (કાલિદાસ કે શેક્સપીયર જેવા, શેલી જેવા) મરી ગયા તેથી ઘણા બીજા અજાણ્યા મરી ગયા છે.'[1]

'હૃદયની કોમળતા એ જ કાવ્યની ઉત્પત્તિ છે. આમ છે તેથી કેટલાએક કાલિદાસ કરતાં ભવભૂતિને મ્હોટો કવિ કહે છે. કેટલીક બાબતમાં ભવભૂતિના હૃદય જેવું દુનિયાના કોઇ કવિનું હૃદય કુમળું નથી. આપ મણિભાઇનું 'ઉત્તરરામ'નું ભાષાન્તર જરૂર વાંચશો. એ ભાષાન્તર આપણી ભાષામાં એક ઉત્તમ ભાષાન્તર ગણાય છે. આપણે તે અહિં સાથે વાંચીશું, ટુંકું છે. આમ છે તો શીઘ્રકવિ કવિ નહિ, અને શીઘ્રકવિતા કવિતા નહિ.'

એટલે કલાપીની કવિતા ભલે શ્રમસાધ્ય કલા ન હોય, પણ કવિતાનું આવશ્યક તત્ત્વ, પ્રેરકતત્ત્વ, લાગણી તેમાં છે. તેમના હૃદયમાં ઊર્મિઓ એવી ઊછળી રહેતી હતી કે તેમનાથી લખ્યા વિના રહી શકાતું જ નહિ અને લેખકના હૃદયના ઊંડાણમાંથી આવતું હોવાથી જ આ ગાન વાંચકોના હૃદયમાં પણ સહેલાઈથી ઊતરી જાય છે.

હૃદયના આ દર્દનું કારણ તેમને પ્રણયનો જે અનુભવ થયો હતો તે છે; અને તેમનાં કાવ્યોની લોકપ્રિયતાનું બીજું કારણ પણ આ જ છે.

કલાપી અને શોભનાના પ્રણયનો કિસ્સો નવલકથાના જેવો રોમાંચક છે. અને તેમનાં ઘણાં કાવ્યોનો વિષય આ જ હોવાથી વાંચકોને તેમાં અપૂર્વ રસ પડયો. જેમ જેમ એ વાત પત્રો, વિવેચન, વ્યાખ્યાનો વગેરે સાધનોથી જાણીતી થતી ગઈ તેમ તેમ 'કેકારવ'નાં કાવ્યોનું આકર્ષણ પણ વધતું જ ગયું.

---

૧. 'કાન્તને પત્ર,' તા. ૨૮–૩–૯૩ 'કલાપીના પત્રો.'

કલાપીએ લખ્યું છે: 'મ્હારાં અગાડીનાં કાવ્યો—મ્હારે કહેવું જોઈએ કે, ઓટોબાયોગ્રાફી તરીકે વંચાયાં નથી. સ્વપ્નમાં જે વિચાર ન હોય તે ક્યાંથી કોઈ પણ ઈશારા વિના જન્મ પામે?'[૧] પણ હવે એ વિષે કાંઈ જ શંકા જેવું રહ્યું નથી. એટલે વધારે રસપૂર્વક વંચાય છે અને વધારે સારી રીતે સમજાય છે. ખાસ કરીને આ પ્રકારનાં કાવ્યો કયાં, તે પણ કલાપીએ ગણાવ્યું છે. "આ જિન્દગીના ઇતિહાસમાં એક મહાન વિક્ષેપથી લખાયેલ 'હૃદયત્રિપુટી' અને તે જ વિચારોથી લખાયેલાં 'નદીને સિન્ધુનું નિમંત્રણ' 'ગુન્હેગાર', 'હદ', 'અતિ મોડું', 'ના ચાહેએ', 'સીમા', 'આધીનતા', 'નિઃશ્વાસને', 'વ્હાલીનું રૂદન', 'એક ઘા', 'ગોફણ અને પત્થરથી ઉડાડતા છોકરાને' અને 'પશ્ચાત્તાપ',—ઉપલાં કાવ્યો સંબંધી કાંઈ લખત. પણ શું લખું? એ તો એક સ્વપ્ન હતું. એ સ્વપ્ન વીતી ગયું. લેણદેણનો સંબંધ ટુંકો જ હતો. હવે તો તેનો વિચાર કરવો એ પણ એક વ્યર્થ દુઃખ વ્હોરવા જેવું છે.'[૧]

કલાપીનાં કાવ્યોની લોકપ્રિયતાનું ત્રીજું કારણ ગૌણ છતાં ગણાવવા લાયક છે. રાજાઓ એટલે મોજશોખમાં રચીપચી રહેલા અમીરવર્ગના માણસો. તેમનામાં સામાન્ય માણસના હૃદયને સ્પર્શે તેવા ભાવો હોય, રાજા પણ દુઃખી હોય, સંસારના સર્વ વૈભવો છતાં પ્રેમ વિના કાંઈ જ નથી એવું તેમનામાંના કોઈને લાગે તેથી વાંચકોને આશ્ચર્ય થયું. અને અતૃપ્ત પ્રણયની આ લાગણી રાજા કવિતા દ્વારા પ્રકટ કરે! રાજા તો જે ગમે તેને રાણી બનાવી દે; માધવે હરણ કર્યું, જહાંગીરે ખૂન કરાવ્યું, અને એ રીતે રૂપસુંદરી અને નૂરજહાંને પ્રાપ્ત કરી. પણ પ્રિયતમા માટે એક રાજા ઝૂરે, અને કાવ્યો દ્વારા પોતાની લાગણીનો ધોધ વહાવે! આવું તો માત્ર કાલિદાસના વિક્રમોર્વશીયના ચોથા અંકમાં જ જોયું હતું!

---

૧. 'જટિલને પત્ર' તા. ૯–૬–૯૬
'કલાપીના પત્રો'

પરંતુ રાજવી કવિની પ્રણયપિપાસા ઉપરાન્ત બીજા પણ કેટલાક ગુણો આ કાવ્યોમાં છે, જેથી સાચા કવિતાપ્રેમીઓ તેની તરફ આકર્ષાય.

તેમાં ખાસ ગણાવા લાયક ગુણ પ્રાસાદિકતા છે. કલાપીનાં કાવ્યોમાં શૈલિ કે વિચારની ક્લિષ્ટતા નથી. પોતાને શું કહેવું છે તેનો કવિને બરાબર ખ્યાલ છે, અને આ વક્તવ્ય તે સીધી રીતે સાદી ભાષામાં રજૂ કરે છે. ક્યાંય દ્વિઅર્થીપણું કે છુપાવવાનો પ્રયત્ન નથી. તેથી કવિના હૃદયમાંથી નીકળેલી ઊર્મિ જ સીધી વાંચકોના હૃદયમાં ઊતરી જાય છે. વાંચકને તેમાં પોતાની જ મનોદશા દેખાય છે, અને તત્કાલ તેનું શિર, જે અનુભવને તે વારંવાર વાણીદ્વારા વ્યક્ત કરવા માગતો હતો, પણ કદીયે આવી સરસ અને સચોટ રીતે કરી શકયો ન હતો, તેવું સહેલાઈથી કરી બતાવનારના ચરણમાં ઝૂકી પડે છે.

કલાપીનાં કાવ્યોમાં–સંસ્કૃત વૃત્તો અને ગઝલ બન્ને પ્રકારોમાં પદ્યરચનાની પ્રવાહિતા ખાસ ધ્યાન ખેંચે તેવી છે. તેમાં ક્યાંયે વાંચકને અટકવું પડતું નથી, એટલું જ નહિ, પણ ગુજરાતી કવિઓમાં સામાન્ય થઈ પડેલી, હ્રસ્વદીર્ઘની છૂટ પણ તેમાં ભાગ્યે જ દેખાય છે.

કલાપીનો બીજો ગુણ જીવંતચિત્રો થોડા શબ્દોમાં ઉત્પન્ન કરવાનો છે. પ્રકૃતિનું સૌમ્ય કે ભીષણ દશ્ય, પાત્ર કે પ્રસંગને ઘણી સહેલાઈથી, બે ચાર પંક્તિઓ દ્વારા તે વાંચકોની સમક્ષ રજૂ કરી દે છે.

> છૂપી ઊંઘે ઘન પડ મહીં તારલા વ્યોમ અંકે,
> નિદ્રા મીઠી ગિરિ નદી અને વિશ્વ આખુંય લે છે;
> ને રૂપેરી અમિત દીસતી વીજળી એક સ્થાને,
> સૂતી સૂતી હસતી મધુરૂં સ્વપ્નમાંહી દિસે છે.[1]

× × ×

---

૧ બિલ્વમંગળ-કેકારવ

ત્યાં ઘૂ ઘૂ ઘૂ ગિરિ નભ મહીં ગાજતો નાદ આવે,
મોજાં તેના પ્રતિધ્વનિ તણાં ભેખડે આથડે છે;
વારિ કંપ્યું, ડગમગી ગયાં શૃંગ અદ્રિતણાં, ને
ત્રાસે ન્હાસે વનચર બધાં, કોઇ ધ્રુજી પડે છે.[1]

પ્રકૃતિનાં આ સૌમ્ય અને રૂદ્ર સ્વરૂપોનાં વર્ણનો પછી હવે એક પાત્ર–રમાનું વર્ણન જોઈએ—

આવે ગાયનના સ્વરો પિગળતા ચન્દ્રા મહીં દૂરથી,
આવે કો સખી મંડલી રમતી ને ગાતી ભર્યો હર્ષથી;
તેમાં ચમ્પકની બીડેલ કલીશી નામે રમા એકલી,
સૌ વચ્ચે અગિઆર વર્ષની હતી કન્યા ધીમી ચાલતી.
તેના મ્હોં પર ને નસેનસ મહીં ઉચ્ચાર ને ચાલમાં,
ક્ષત્રીઓ તણું ઉગ્ર દિવ્ય ઝળકી લોહી વહેતું હતું;
ઊંચે અષ્ટમીનો હતો જ્યમ શશી ફિક્કા કરી તારલા,
તેનું ભવ્ય લલાટ ભૂષણ બધાં ફિક્કાં કરી નાખતું.[2]

અને છેલ્લે એક દષ્ટાંત પ્રસંગનું—

સરરર સુસવાટો થાય ત્યાં બાગમાં કૈં,
અરર ! મૃગ બિચારો ઉછળીને પડે છે;
થર થર થર ધ્રુજે કન્યકા ત્રાસ પામી,
શિથિલ કર થતાં એ બીન તૂટે પડીને.
મૃગ હૃદય મહીં છે તીર લાગ્યો, અરે રે !
ખળખળ ઢળતું હા ! રક્ત ભૂમિ પરે એ !
નયનજલ વતી એ કન્યકા ઘા ધુવે, ને
મૃગ તડફડ થાતો હાંફતો શ્વાસ લે છે.[3]

કલાપીનાં કાવ્યોમાં વારંવાર વચ્ચે સૂક્તિઓ આવે છે. ‘બિલ્વમંગળ’ માં બન્યું છે તેમ કેટલીક વખત તે કંટાળા ભરેલ

---

૧ ભરત-કેકારવ
૨ હૃદયત્રિપુટી–કેકારવ ૩ વીણાનો મૃગ–કેકારવ

અને રસક્ષતિ કરનાર લાગે છે. પરંતુ એકંદરે તે કલાપીની લોકપ્રિયતામાં વધારો કરનાર બનેલ છે એ સ્વીકારવું જોઇએ. કવિતામાં વચ્ચે વચ્ચે ક્યાંક ચિંતનનાં ચિરસ્મરણીય બિંદુઓ આવે તેથી કવિતાને લાભ જ થાય છે. જગતના શેક્સપીયર અને કાલીદાસ જેવા શ્રેષ્ઠ કવિઓમાં પણ સૂક્તિઓ વારંવાર દેખાય છે, અને તેનાં જુદાં પુસ્તકો પણ તૈયાર થયાં છે. કલાપીની આવી ચિરસ્મરણીય પંક્તિઓમાં મોટો ભાગ એ પંકિતના અનુષ્ટુપોનો છે, ત્યારે કેટલીક ચાર આઠ લીટી જેટલી લાંબી પણ છે; જો કે એક પંકિતમાં સૌથી વધારે ચોટ દેખાય છે.

સૌંદર્યો વેડફી દેતાં નાના સુંદરતા મળે,
સૌંદર્યો પામતાં પ્હેલાં, સુંદર બનવું પડે[1]

× × ×

અમારાં મીઠાં તે રુદનમય છે ગીત સઘળાં[2]

આવાં દૃષ્ટાંતો વધારે આપવાની જરૂર લાગતી નથી. કારણ કલાપીનાં કાવ્યોના સાધારણ પરિચયવાળાઓને પણ તેમાંની સંખ્યાબંધ પંક્તિઓ મોંએ હોય છે. આ લોકજીભે ચઢી જવું તે કોઇપણ કવિ માટે જેવીતેવી સિદ્ધિ ન ગણાય.

કલાપી પોતાનાં કાવ્યો જેવી ઊર્મિ આવી તેવાં જ લખી નાખતા હતા એમ ઉપર કહેવામાં આવ્યું છે, તેનો અર્થ એવો નથી જ કે તેમનામાં કલાદૃષ્ટિ ન હતી, અથવા તે તરફ ઉપેક્ષાવૃત્તિ હતી. કલાપી પોતાનાં કાવ્યો માટે બેદરકાર નહતા. કલાપી કાવ્યો કેવી રીતે લખતા તે વિશે તેમના પોતાના શબ્દો આપણે ઉપર જોઈ ગયા. હવે તેમના મિત્ર રૂપશંકર ઓઝા તેમાં ઉમેરો કરે છે તે પણ જોઇએ.

[3]કલાપી જેમ જેમ કડી પછી કડી ગોઠવતા તેમ તેમ સીસા-

---

૧ શિકારીને–કેકારવ. ૨ પુષ્પ–કેકારવ
૩ કૌમુદી પૃ. ૧, અંક ૨

પેનથી બહુ જ ઝીણા અક્ષરે તે ઉતારી લેતા. તેમાં છેકભૂંસ, સુધારા, ફેરફાર અને ઉદ્દેશ તેમ જ સૂચિત પ્રદેશ વગેરેનું પણ કોઈ કોઈ સ્થળે ટિપ્પણ કરવામાં આવતું હતું. પછી તેની એક નકલ પોતાના જ હસ્તાક્ષરમાં કરી તે એમના પરમ મિત્ર હડાળા દરબારશ્રી વાજસુરવાળાને કે શ્રી રૂપશંકરને મોકલી આપતા; અને એક નોટમાં તેની નકલ કરાવીને સંગ્રહી મૂકવામાં આવતી અને બીજી છૂટા કાગળો ઉપર લખાયેલી નકલો મિત્રમંડળમાં મોકલી આપવામાં આવતી. આ પ્રમાણે ફેલાવો થવાથી તેના ઉપર ચર્ચા કરવાનું સરલ પડતું. વળી વારંવાર સાહિત્યકારો અને મિત્રોનાં સંમેલન થતાં તેમાં પણ કલાપીનાં અને અન્ય લેખકોનાં કાવ્યો વંચાતાં. ચર્ચાઓને પરિણામે કલાપીનાં કાવ્યોને અવશ્ય લાભ થયો હશે.

વળી જટિલ કલાપીનાં કાવ્યોમાં સુધારા વધારા કરતા. તા. ૧૮–૮–'૯૫ના પત્રમાં કલાપીએ જટિલને લખ્યું હતુંઃ "'મૃતકુસુમ' માં આપને કંઇ ફેરફાર કરવાનું યોગ્ય લાગે તો કરશો."[1] ત્યારપછી લગભગ એક વર્ષ પછી લખાયેલ પત્રમાં લખ્યું છેઃ 'બધાં કાવ્યોમાં આપને જે કાંઈ સુધારો વધારો, કાપકૂપ, કરવાં હોય તે કરશો, અને કૃપા કરી વિવેચનો જરા તાકીદે લખશો." કલાપીનાં કેટલાંક કાવ્યો 'સુદર્શન' અને 'ચંદ્ર'માં જટિલની ટીકા સાથે પ્રસિદ્ધ થયાં છે, તે વિશે અહીં ઉલ્લેખ જરૂરી લાગે છે. જટિલનાં વિવેચનોમાં કલાપીનાં કાવ્યો સમજવામાં મદદરૂપ થાય એવું કાંઇ પણ ભાગ્યે જ દેખાય છે. મોટે ભાગે તેમાં નિરર્થક લંબાણ જ માલૂમ પડે છે. છતાં કલાપી તેમના સરલ અને ઉદાર સ્વભાવ પ્રમાણે જટિલનાં વિવેચનોને મહત્ત્વ આપતા લાગે છે. તે જ પ્રમાણે જટિલના સુધારાઓને પણ કલાપીએ અઘટિત મહત્ત્વ આપ્યું હોય એ બનવાજોગ છે. કલાપીને જટિલના સુધારાઓથી લાભ નયે થયો હોય, એટલું જ નહિ પણ કદાચ હાનિએ થઈ હોય; છતાં સુધારાઓ થયા હતા, અને પોતાનાં કાવ્યો જાતે

---

૧ કલાપીના પત્રો

નહિ, તો બીજાઓની પાસે પણ સુધરાવવા કલાપી ઉત્સુક હતા એટલું તો આ પત્રો ઉપરથી ચોક્કસ કહી શકાય.

જુઓ 'હમીરજી ગોહિલ' વિશે કલાપીનો પત્રઃ

'હમીરજીના બે સર્ગ વાંચ્યા. મને બહુ સારી મદદ મળી છે. ખરૂં જોતાં આપ જ મને કાવ્ય લખી આપો છો. બીજા સર્ગો માટે રાહ જોઈશ. એ કાવ્ય હું ધારી શકતો હતો તેના કરતાં ઘણું વધારે સારૂં બનાવી શકીશ. તેમાં યોગ્ય લાગે તો મહમુદનું પાત્ર વધારશો. એમ થવાથી આટલાં પાત્રો થશેઃ–હમીરજી, ચંદા, હમીરનો મિત્ર, ચંદાની કોઈ સખી, (યોગ્ય લાગે તો) બેગડો અને મહમુદ. સર્ગને મથાળે જે મંગળાચરણ લખવાનાં તે કેવી રીતે શા શા મતલબનાં તે પણ લખશો. બીજા સર્ગ માટે આપે લખેલું છે પણ હજુ વિશેષ સ્પષ્ટ વિસ્તારથી લખશો.'[૧]

'હમીરજી ગોહિલ'માં જટિલે આપેલી મદદ વિશે તેમની પરના ઘણા પત્રોમાં આવા જ ઉલ્લેખો મળે છે. તે વિશે વિસ્તાર કરવાને બદલે શ્રી. મુનિકુમાર ભટ્ટે પ્રસિદ્ધ કરેલ પત્રોમાં આ વાંચી જવાની જ ભલામણ કરુ છું, અને અહીં માત્ર થોડી પંક્તિઓ જ મૂકીશ.

'હમીરજીનો પ્હેલો સર્ગ ઘણું કરીને કાલે પૂરો કરીશ. આપને લખી મોકલીશ. તેમાં યોગ્ય લાગે તો સુધારો કરી મોકલશો.'

'ત્રીજો સર્ગ વાંચી મને બહુ આનંદ આવે છે. એ સંકલના ગોઠવનારને અમે ત્રણેએ વાંચી જતાં ધન્યવાદ આપ્યા સિવાય રહેવાતું નથી.'

'ચોથો સર્ગ લખવાનું શરૂ કરશો. કાંઈ લખાયો છે?'

'શાંત ચિત્ત હોય તો હમીરજીનો પાંચમો સર્ગ શરૂ કરશો.'

કલાપીનો કેકારવ' છપાવતી વખતે કાન્તે તેમાં સુધારા કર્યાં

---

૧ 'કલાપીના પત્રો' (શ્રી. મુનિકુમાર ભટ્ટ) પૃષ્ઠ ૫૯

છે એમ 'સુદર્શન'માં છપાયેલ કાવ્યો સાથે સરખાવતાં દેખાય છે. કાઠિયાવાડી પ્રાન્તિક શબ્દો કાન્તે વીણીવીણીને કાઢી નાખ્યા છે, છતાં કોઇક રહી ગયા છે. આ તો છપાયેલાં કાવ્યો સાથેની સરખામણીની વાત હું કરું છું, પણ 'હમીરજી ગોહિલ'ની લખવાના સમયની જેવી માહિતી ઉપલબ્ધ છે તેવી આ કાવ્યો વિશે ન હોવાથી છપાતાં પહેલાના સુધારાઓ વિશે અનુમાન કરવાનું જ રહે છે. કલાપીનાં શરૂઆતનાં કાવ્યો નાટકના રાગોમાં લખાયાં છે અને તે બહુ ઊતરતી કોટિનાં લાગે છે. તે દૃષ્ટિ સમક્ષ રાખીને જોઇએ તો તેમનાં 'કેકારવ'નાં શરૂઆતનાં કાવ્યોમાં મિત્રોની ઠીક મદદ મળી હશે એમ અનુમાન નીકળી શકે. નમૂના તરીકે ૧૮૯૦માં લખેલું એક કાવ્ય જ અહીં આપું છું:

> સુકુમારી ચિત્ર જ તારૂં રે, મુજ દિલમાં ખચિત ઠસેલું,
> રતિ સ્વરૂપ તારૂં હું જોઈને, મન મારૂં લોભાયું રે,
> સિંધુમાં જેમ બિંદુ મળે છે, તેમ મુજ મન તુજ સાથે મળ્યું,
> હવે તો દિન થોડા રહ્યા છે, કરવા મુજ મન તૃપ્ત ખરૂં રે.

અહીં મદદ શબ્દ વાપર્યો છે તેથી હું કલાપીની નૈસર્ગિક શક્તિની કીમત ઓછી આંકું છું એમ કોઇ રખે સમજે. મોટામાં મોટા કવિઓને પણ મિત્રોની મદદ મળી છે. સ્વ. નરસિંહરાવે લખ્યું છે કે 'ઉત્તરા અને અભિમન્યુ' માં અત્યારે છે તેના કરતાં વધારે પંક્તિઓ હતી, પણ છેવટનો ભાગ સ્વ. કાન્તના કહેવાથી તેમણે કાઢી નાખ્યો, અને તેથી કાવ્યની કલાને લાભ થયો. કલાપીનાં કાવ્યોમાં જે દર્દ છે તે કલાપીના પોતાના હૃદયનું હતું, અને તે તેમણે જ વ્યક્ત કર્યું છે; માત્ર સંકલના, છંદોરચના, શબ્દપસંદગી વગેરેમાં તેમને સૂચનાઓ અને સહાય મળી હશે, એટલું જ હું કહેવા ઇચ્છું છું.

વળી, કલાપીનાં કાવ્યોનું મૌલિકતાની દૃષ્ટિએ મૂલ્યાંકન કરતી વખતે તેમણે કરેલા અનુવાદોનો પણ વિચાર કરવો જોઈએ. 'કેકારવ'-

માં કેટલાંક કાવ્યો અંગ્રેજી ઉપરથી લખાયાં છે એમ નોંધ રૂપે નીચે કાન્તે આપ્યું છે. પણ આવું 'સુદર્શન'માં જેનાં મૂળ આપેલાં છે તેટલાં જ કાવ્યો પરત્વે બન્યું છે. કલાપીના પત્રોમાંથી બીજાં થોડાંક કાવ્યોનાં મૂળ મળે છે, તે જ બતાવે છે કે કલાપીએ કદી પણ પોતાનાં કાવ્યો અનુવાદ હોય તો તે છુપાવવાનો પ્રયાસ કર્યો નથી. એ વસ્તુ જ તેમના સ્વભાવની વિરુદ્ધ હતી. પરંતુ તેમનું અકાળે અવસાન થયું તેથી બધાં કાવ્યોનાં મૂળ છપાવતી વખતે દર્શાવવાનું રહી ગયું. પરંતુ કલાપીનાં કાવ્યો સમજવામાં આ મૂળ જાણવાં જરૂરી છે. અને કલાપી એવી ઉચ્ચ સ્વાભાવિક કવિત્વશક્તિ ધરાવતા હતા કે તેમણે મૂળ વસ્તુને પણ વારંવાર શોભાવી છે. એટલે આ જાણવાથી તેમના કવિત્વ સંબંધી આપણો અભિપ્રાય હલકો પડવાને બદલે ઊલટો વધે છે.

આવા ઉદ્દેશોથી પ્રેરાઈને આજથી ૨૦ વર્ષ પહેલાં આ લેખકે કલાપીનાં કાવ્યોનાં મૂળ શોધી કાઢવાનો પ્રયાસ કર્યો અને તેનાં પરિણામો અવારનવાર અભ્યાસીઓ સમક્ષ મૂક્યાં હતાં.[૧] તેમાંથી થોડું અહીં આપીશ. અત્રે જણાવતાં આનંદ થાય છે કે તેથી કલાપીની કવિ તરીકેની તેની ભક્તિમાં જરા પણ ઊણપ આવી નથી,પણ વધારો જ થયો છે. અને વાંચકોનો અનુભવ પણ આવો જ છે.

કલાપીનો પ્રિય કવિ વર્ડ્ઝવર્થ હતો. તેની ઢબ પર કલાપીએ કેટલાંક કાવ્યો રચવાનો પ્રયત્ન કર્યો હતો. "વર્ડ્ઝવર્થ એમ માનતો લાગે છે કે, કોઈ માણસની અથવા કોઈ માણસની જીંદગીના એક બનાવની સાદી સીધી વાત કરી જવી એમાં કાવ્ય બની જાય છે. એ જ રીતિથી એટલે વર્ડ્ઝવર્થની એ શૈલિને અનુસરી હજુ સુધી ત્રણ જ કાવ્ય લખાયાં છેઃ—'સારસી', 'શેલડી' અને 'વૃદ્ધ ટેલીયો.'

---

૧ કલાપીની કવિતાઃ ત્રણ મુદ્દા ( કેટલાંક વિવેચનો )
કલાપીનું જીવન અને કવન ,, ,,
ગ્રામમાતા અને બીજાં કાવ્યો, હૃદયત્રિપુટી અને બીજાં કાવ્યો.

જો કે આ ત્રણેમાં કાગડો હંસની ચાલ ચાલવા જાય અને જેવું બને તેવું બન્યું છે. વર્ડ્ઝવર્થ સાદાઈમાંથી કાંઈક અદ્‌ભુત ચમત્કાર ઉપજાવી શકે છે. એ શક્તિ બધા કવિઓમાં કેટલેક અંશે હોય છે, પણ હૃદયની લાગણીની તીવ્રતા કે મંદતાથી કુદરતનું ચિત્ર આપતાં, કાં ઘસડાઈ જવાય છે કે કાં પાછળ રહી જવાય છે. શેલિને જોઈશું તો દરેક સ્થાને તે નાયગરાના ધોધમાં જ ઘસડાતો અને ઘસડાતો માલુમ પડશે. વર્ડ્ઝવર્થ એક જ સ્થાને ઉભો રહેલો દેખાય છે. માથું નીચું નમાવીને, ધોળા વાળમાં પડેલી ટાલ પર લીસ્સો હાથ ફેરવતો દેખાય છે. True to nature તો એ એક જ મહાત્મા છે. 'કહેવાનું તે કહી જવું, એ નિર્ણય પર જ્યારે વર્ડ્ઝવર્થ આવે છે ત્યારે તે કોઈમાં નથી એવું પેદા કરી શકે છે. મ્હારૂં લક્ષ્ય આ છે, પણ, એ કાર્ય મ્હારા સ્વભાવને પ્રતિકૂળ લાગે છે, કે કાં તો તે બહુ કઠિન કાર્ય છે; પણ એ રસ્તે ચાલતાં હજુ સુધી મ્હને સંતોષ નથી મળ્યો. હજુ અગાડી એવા યત્નો કરી જોઇશ–જોઈએ શું થાય છે? આમ છે, માટે 'વૃદ્ધ ટેલીયો'ને એક વખત બીજાં કાવ્યો સાથે સરખાવી જોશો ને એક વખત 'સારસી' અને 'શેલડી' સાથે સરખાવી જોશો. 'નિમંત્રણ' જો કે વધારે સારૂં છે, પણ, તે મ્હારો હમેશનો માર્ગ છે. પણ, 'ટેલીયો' પર જરા તીખી દૃષ્ટિ રાખશો. નવા માર્ગમાં કેટલે અંશે અને શી ખામી રહે છે તે જાણવાની જરૂર છે."[1]

'વૃદ્ધ ટેલિયો' વર્ડ્ઝવર્થના Excursion Book—I માં આવતી Margaretની વાર્તાનો અનુવાદ છે; પરંતુ તે અક્ષરશઃ અનુવાદ નથી. સ્વ. નવલરામ પંડ્યા જેને સ્થલકાલાનુરૂપ ભાષાંતર કહે છે તે પ્રકારનું આ ભાષાંતર છે. છતાં કેટલીક લીટીઓ તો બરાબર ભાષાંતર જ છે. પણ તેય અતિ સુંદર છે. "માર્ગરેટ (Margaret) ના જીવનની વાત અથેતિ કહેનાર 'વટેમાર્ગુ' નો શ્રોતા (કવિ પોતે) સાથેનો સંબંધ કેવો હતો અને કેમ બંધાયો,

---

૧. દરબારશ્રી વાજસુરવાળાને પત્રઃ ૩૦–૪–૯૬

વગેરે વર્ણન અને ઇતિહાસથી વર્ડ્ઝવર્થ પોતાનો સર્ગ આરંભે છે. એ આખો વિષય કલાપીએ છોડી દીધો છે. તેમાંથી થોડીક જ વિગત લઈને, તેમાં આપણા દેશકાલને બંધબેસતી કલ્પિત વિગત સાંધીને કલાપી મૂળ કવિના 'વટેમાર્ગુ' માંથી પોતાનો 'ટલિયો' ભિખારી સર્જે છે. અને તે કથાનાયિકાની હકીકત કહેતાં કહેતાં વચ્ચે ટૂંકા-માં જ પોતા વિશેનું કહી લે છે, એટલે કથાતંતુની સળંગતા પણ જળવાય છે. નાયિકા બાલાના જીવનને લગતી વિગતો કલાપી મૂળમાં વર્ડ્ઝવર્થે માર્ગરેટની ચિત્રી છે તે જ રાખે છે અને એ મુખ્ય વર્ણન પણ ટૂંકાવીને કલાપી એ વિષયને ઘટતી લંબાઈનો જ રાખી રસની જે પાકી માત્રા સધાય તે સાધે છે; અને આ રીતે ગુજરાતી કવિ-તામાં સાદી ભાષા, સાદી કડી, સાદી વિગત, સાદાઇ નરી, એ સાધનો વડે જ મર્મભેદક કરુણ રસનો એક ઉત્તમ નમૂનો સર્જે છે.

વર્ડ્ઝવર્થનું કાવ્ય લાંબું છે, તે સાથે તેનો ઉદ્દેશ અને પદ્ધતિ બંને જુદાં છે. એ મહાકવિની વિશિષ્ટ કૃતિઓમાં શાંત રસ પ્રધાન હોય છે, અને કુદરતનાં વર્ણનો પણ માનવબનાવો અને વીતકોના કરતાં ઊતરતી અગત્યનાં હોતાં નથી. એની કાવ્યકલામાં, ટૂંકામાં કહીએ તો માનવ પાત્રો કુદરતની સજીવન અનંતતામાં વહેંતિયા જીવ કે તેથીયે ક્ષુદ્ર જંતુ જેવાં, આંબા જાંબુડા ઉપરનાં કીડી મંકોડી જેવાં હોય છે. શ્રદ્ધા અને શાંતિ, પ્રકાશ અને આત્મા પણ વર્ડ્ઝ-વર્થના કલાપટમાં કુદરત મહામૈયાનાં હોય છે. કુદરતના અતિ વિશાળ ઉત્સંગોદરમાં મનુજપંખી ઊડે છે, અને થોડું મહાલે છે તો થોડું સહન કરે છે, અને વીતકથી ગાંડું થઈ જાય છે, તો વળી કુદરતની અજબ અમીથી દર્દની ખટક ધીમે ધીમે સહ્ય પણ બને છે. મધ્યાહ્નના સૂર્ય પછી જેમ સંધ્યાની પરિણામ-રમણીયતા કુદરતી રીતે જ આવે છે, તેમ વર્ડ્ઝવર્થના આઇડિયલો (Ideals) માં અવસાન શાંત તેજોમય સમતામાં આવે છે. કુદરત માણસને આ પ્રમાણે ઘડે છે: પશુનો 'દ્વિજ' બનાવે છે. કુદરતથી માણસ આ

પામે છેઃ એ સત્ય રૂપસુંદર અને મનોવેધક રીતે શીખવનાર કવિ-ગુરુ અથવા ઋષિ (Prophet) તે વર્ડ્ઝવર્થ.

આ પ્રમાણે ઘડાઈ ઘડાઇને વૃદ્ધ થઇ ગયેલો તથાપિ અંગે અને બુદ્ધિમાં સશક્ત રહેલો જેવો વર્ડ્ઝવર્થનો 'વટેમાર્ગુ' છે, તેવો જ કલાપીનો 'ટલિયો' છે. માર્ગરેટ-બાલાના જીવનની અતિ કરુણ ઘટનાને માટે એના હૃદયમાં દર્દ થઇ થઇને એ આખો ઇતિહાસ એને દુઃખરસનો ભરેલો તો એવો ને એવો રહ્યો છે, પણ એ દુઃખ-રસમાં હવે ખટક નથી; 'બિચારીને અહોહો! જુવોને માથે દુઃખનાં ઝાડ ઊગ્યાં,' એ પ્રમાણેની અનુકંપા ખટકનું સ્થાન લે છે અને તીવ્ર ખટકને બદલે આ સરલ અને શાન્ત, અને મૃદુલ વહેતી અનુકંપાસરિત વર્ણનને સુન્દરતા અર્પે છે. વળી વિધિનો ખેલ એવો! એ પ્રકારની દૃષ્ટિનો કોમળ પ્રકાશ એ અનુકંપાસરિત ઉપર એક સરખો પડે છે. પરંતુ કલાની આવી નાજુક સર્જકતા આગળ પૃથક્કરણ અને સમજૂતી વૃથા કાલક્ષેપ છે.

કલાકારની સ્વતંત્રતાનું માપ આંકતાં એક મુશ્કેલી એ આવે છે કે, કલામાં પસંદગીની શક્તિ જેટલી નવું યોજવામાં જોઈએ, તેટલી જ જુદે જુદે સ્થળેથી બીજાના અંશો પોતાના કરવામાં જોઇએ, અને તેટલી જ પસંદ કરેલ અંશોમાંથી પણ ઘણું ત્યજવામાં જોઇએ. સામાન્ય દુનિયા, માત્ર ત્યજી દીધું છે, માત્ર પસંદ કર્યું છે, એમ કહી એ બંને પ્રવૃત્તિઓ ઉપર પોતાના હલકા અભિપ્રાયની છાપ ઠોકે છે; અને એથી ઊલટું, નવું યોજ્યું હોય તે પ્રવૃત્તિને હદથી વધારે માન આપે છે. નવું જોડેલું નવું જોડાયું તેથી વખાણ લાયક નથી હોતું, યોગ્ય જોડાયું હોય તો જ વખાણ લાયક હોય છે; અને યોગ્યાયોગ્ય વિવેચકશક્તિ બીજી બે પ્રવૃત્તિઓમાં ય એટલી જ મહત્ત્વની છે.

વર્ડ્ઝવર્થ સાથે ઉપર ટાંકેલી પંક્તિઓ જ નહિ, પણ આખી કૃતિ મેળવી જોતાં, મૂળમાં નથી એવું 'ટલિયા'માં ભાગ્યે કંઈ પણ

મળી આવે. અને આ હકીકતનું વધારે આંકવું યોગ્ય ગણે તેવો વિવેચક ઘણું કરીને 'ટેલિયા'ને અનુકૃતિ કરતાં ટૂંકાવેલો અનુવાદ જ ગણે. સાચી બાજૂએ, કલાપીએ એટલું તો ટૂંકાવ્યું છે, અને જે થોડો ભાગ શબ્દશઃ અનુવાદ જેવો છે તે પણ એવો અસરકારક છે, તથા એકંદરે લેતાં કૃતિ એવી તો હૃદયની ઊર્મિમાંથી ઉદ્‌ભવેલી અને ઐક્યવાળી છે કે, એને અનુવાદના વર્ગમાં મૂકવી અશક્ય લાગે છે.

કલાપીને પોતાને આ કાવ્યના ગુણ વિશે શંકા રહેતી. તેનાં બે કારણ છે. કોઈ પણ સાચા કવિને પોતાની કૃતિથી પ્રસન્નતા અને પૂરા સંતોષનો અનુભવ છેક વિરલ હોય છે. સુંદરતા અને કલારૂપ ઇન્દ્રલોકની અપ્સરાની જે આંખને ખરે જ ઝાંખી થઇ હોય છે, તે પોતાની ઘણીખરી કૃતિઓ વિશે અસંતુષ્ટ હોય જ હોય. લોકો જ્યારે માત્ર તેની કૃતિ જુએ, ત્યારે તે તો પોતે જે અનિર્વચનીય વસ્તુ સર્જવા મથેલો, અને બદલો પામ્યો ત્યારે આ યત્કિંચિત્.

કલાપીને 'ટેલિયા'થી અસંતોષ રહેતો તેનું વિશેષ કારણ એની પોતાની વર્ડ્‌ઝવર્થ ઉપરની આસક્તિ. તેણે વર્ડ્‌ઝવર્થનો એવો તો અભ્યાસ કરેલો, કે તેનો એ અભ્યાસીમાંથી ભક્ત બની ગયો હતો, અને એને તો એ "ગુરુવર્ય", એ "મહા કવિ", એ "ઋષિ"ની કોઇ કૃતિ લે, તો તેના મૂળ જેવી જ સાદી ભવ્ય ભાષામાં, મૂળ જેટલો મર્મવેધક, સંપૂર્ણ સળંગ અનુવાદ કરી શકે, તો જ સંતોષ વળે એમ હતું.

પણ ટેલિયાના મૂળનો એવો સંપૂર્ણ સળંગ અનુવાદ કર્તાને પોતાને ગમે તેવો પ્રિય થઇ પડત, તથાપિ ગુજરાતી કવિતામાં તો બહુ નીચું સ્થાન લેત એમાં શક નથી. ઘણી વિગત જતી કરી છે, કુદરતનાં વર્ણનો ઘણાં છોડી દીધાં છે, વગેરે જે જે કલાપીને પોતાને અસંતોષનું કારણ હતી, તે ક્રિયાઓ વડે જ આ કૃતિમાં કરુણ રસ અને ઐક્ય, સુરેખતા અને મર્મવેધકતા, ઉત્તમ સધાયાં છે."[૧]

---

૧ કવિતા શિક્ષણ—શ્રી. બલવંતરાય ક. ઠાકોર

'શેલડી' કાવ્ય વર્ડ્ઝવર્થની શૈલિથી લખ્યું છે એવું કલાપીએ કહ્યું છે. આ કાવ્યનું નામ ફેરવીને પછીથી 'ગ્રામ્યમાતા' રાખવામાં આવ્યું હતું.

કલાપીએ એક પત્રમાં લખ્યું છે–"Goody Blake છીછરા વાંચનારાઓને રસહીન લાગશે; ઉંડા વાંચનારને બહુ રસ આવશે. આંતરડીની કડુવા લાગવી, નિસાસો લાગવો, અહો ! એથી માણુસ કેવું દુઃખી થાય છે ? કુદરતને વર્ડ્ઝવર્થ જરાપણુ કઠિનતા સહન ન કરી શકે તેવી ગણે છે. અકૃપા–નાની સરખી પણુ–કુદરત સહી શકતી નથી અને બ્લેકના શાપથી જીલ થંડો થઈ જાય છે. આપણો કાયદો તો શું, પણુ આપણી ઇકિવટીથી પણુ વર્ડ્ઝવર્થની ઇકિવટી બહુ ઊંચી છે." 'ગ્રામ્યમાતા'માં પણુ આ પ્રમાણે મનની અસર જ બતાવી છે. પણુ તે સિવાય વર્ડ્ઝવર્થનું બીજું કાંઈ જ નથી.

'ગુડી બ્લેક અને હેરી જીલ'ની વાર્તા એવી છે કે, ગુડી બ્લેક નામની એક ડોશીની ઝુંપડી હેરી જીલના મકાન પાસે હતી. ગુડી બ્લેક ગરીબ હતી ત્યારે હેરી જીલ સારી સ્થિતિનો હતો. શિયાળાની ઠંડીથી ધ્રૂજતી ગુડી બ્લેક કોઈ વખત હેરી જીલની વાડમાંથી લાકડાં ઉઠાવી લાવતી. એ પ્રમાણે એક વખત લાકડાં ખોળામાં વીણીને જતી હતી તેવામાં હેરીએ તેને પકડી અને ધમકાવી. ડોશીએ કહ્યું : 'હે ઈશ્વર ! તું બધું જ સાંભળે છે; તો હું કહું છું કે, આ માણુસને કદી ગરમી મળશો નહિ !' અને ત્યારથી હેરી ઠંડો થઈ ગયો. સાત કોટ પહેરે, સાત કામળા ઓઢે અને ગમે તેટલું તાપે પણુ હેરીની ટાઢ ઊડે જ નહિ. ગ્રામ્યમાતાને તો ડોશીના જેટલું પણુ બોલવું પડતું નથી !

'વૃદ્ધમાતા'નું કાવ્ય વર્ડ્ઝવર્થના The Affliction of Margaret ઉપરથી લખાયું છે. તેમાં કલાપીએ તેના નિયમ પ્રમાણે ઘણો ઉમેરો કર્યો છે.

વિલાયતમાં સંચાથી લોટ દળવાનો, એટલે ડોશીને ઘંટી ફેરવવાની હોય નહિ; પરંતુ કલાપીએ ડોશીના મુખમાં પંક્તિ ૨૯થી ૩૨ના શબ્દો મૂકી (જે ઘંટીને......જીવ ધાઉં.) આપણા દેશનું વાતાવરણ ખડું કરી દીધું છે.

કલાપીના કાવ્ય 'કુદરત અને મનુષ્ય'ની બેથી સાત સુધીની કડીઓ વર્ડ્ઝવર્થના કાવ્ય Lines written in Early spring ઉપરથી અનુવાદિત છે. શરૂઆતની કડી અને છેવટની આઠ કડીઓમાં મુખ્ય વિચારોને પોષવાનો સુંદર પ્રયાસ છે. અનુવાદમાં પણ કલાપીએ મૂળ વિચારો ખૂબીથી સ્પષ્ટ કર્યા છે.

કલાપી 'ઋણ'ના કાવ્યમાં કહે છે :

બ્રહ્માંડ આ તો ગૂહતાતનું છે,
આધાર સૌને સહુનો રહ્યો જ્યાં;
લે છે સહુ કૈં સહુને દઈ કૈં,
આધાર સૌનો સહુ ઉપરે છે.

એ બરાબર છે. શેક્સપીયર અને પ્રેમાનંદ જેવાએ પણ લગભગ એકે એક ગ્રંથમાં બીજાનો આધાર લીધો છે, તે જોવાનો આપણો ઉદ્દેશ લેખકને હલકો પાડવાનો નથી, પણ નાની વસ્તુને લેખકે પોતાના ચાતુર્યથી કેવી બદલાવી છે તે સમજવાનો છે. કલાપીના આ 'ઋણ' કાવ્યની જ છેવટની ચાર લીટીઓ વર્ડ્ઝવર્થના કાવ્ય Simon Lee–The old Huntsman ની એક કડીનો અનુવાદ છે; તેથી ભલે 'આભાર' ચઢતો ન હોય, પરંતુ અભ્યાસી તરીકે આપણે તે જાણવું તો જોઈએ.

કલાપીનું લાંબું કાવ્ય 'પ્હાડી સાધુ' ગોલ્ડસ્મિથકૃત Edwin and Angelina અથવા The Hermit ઉપરથી લખાયું છે. મૂળ કાવ્ય ૧૫૬ પંક્તિઓનું છે, ત્યારે આ અનુવાદમાં ૨૦૦ પંક્તિઓ છે. કલાપીએ ભાષાન્તર કરતાં વિસ્તારથી સમજાવ્યું છે,

એટલું જ નહિ પણ ઘણું નવુંયે ઉમેર્યું છે. સ્વ. ગોવર્ધનરામે પણ આ કાવ્યનું ભાષાન્તર કર્યું છે. સરસ્વતીચંદ્રના ચોથા ભાગમાં કુમુદ આ કાવ્ય ગાય છે. પણ સ્વ. ગોવર્ધનરામે આખા કાવ્યનું ભાષાન્તર કર્યું નથી. કુમુદ અહીં ' પ્હાડી સાધુ 'માં ૧૧૬ પંક્તિઓમાં આવે છે ત્યાંસુધીના ભાવાર્થનું ગીત જ ગાય છે. પછીથી ગોવર્ધનરામ કુમુદ પાસે પોતાની કથાને અનુકૂલ પંક્તિઓ ગવડાવે છે. ગોવર્ધનરામે અધૂરું મૂકેલું ભાષાન્તર સ્વ. નરહરિલાલ ત્ર્યંબકલાલે પૂરું કર્યું હતું અને તે ' વસંત 'ના સંવત્ ૧૯૬૩ના જ્યેષ્ઠ માસના અંકમાં છપાયું હતું. ' સાહિત્યરત્ન ' નામે શાળોપયોગી સાહિત્ય-સંગ્રહના પહેલા ભાગમાં પણ તે પ્રસિદ્ધ થયું છે.

આ બન્ને ભાષાન્તરોની સરખામણી શ્રી. મોહનલાલ પાર્વતીશંકર દવેએ ' ગુજરાતી 'ના સં. ૧૯૮૦ ના દિવાળી અંકમાં કરી હતી : " એ ઉભય સાક્ષરોના પ્રયત્ન તદ્દન નિષ્ફળ તો ન જ જાય એ ખુલ્લું છે. ઉભયમાં ઉંચા પ્રકારની રસિકતા હતી. કવિ તરીકેનું જીવન ઉભયને સ્વાભાવિક હતું. કવિપણાનું સ્વતંત્ર વ્યક્તિત્વ તેઓમાં સ્વતઃસિદ્ધ હતું, અને એ વ્યક્તિત્વ ઉંચા પ્રકારની કેળવણીથી અને રસિક કાવ્યોના વાંચનથી સુદૃઢ અને વિકસિત બનેલું હતું. ઉભયની કૃતિ કેવળ અનુકરણરૂપ નથી; પણ મૂળ લેખકના ઉંડા ભાવમાં ઊતરીને, તેની સાથે પોતાના હૃદયનું તાદાત્મ્ય કરીને, તેની કવિતાનું અંતસ્તત્ત્વ પોતાના અંતરમાં ઉતારીને, તે તત્ત્વને પણ પોતાના હૃદયના રંગથી રંગીને તેને વિશેષ મનોહર બનાવવાનો પ્રયત્ન ઉભયે કીધો છે, અને એમ હોવાથી ઉંચા પ્રકારની કવિતાનાં ખાસ લક્ષણો એમાં આવી શક્યાં છે, અને સાધારણ રીતે બીજા પ્રાકૃત મનુષ્યોને હાથે થતાં અનુકરણોમાં જેવી શુષ્કતા આવી જાય છે તેવી એમાં આવી નથી. "

આમ શરૂઆત કરી શ્રી. દવેએ વિગતવાર સરખામણી કરી એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે, કલાપીના કાવ્યમાં જો કે કેટલેક

ઠેકાણે અસલની ખૂબીમાં વધારો પણ થયો છે, અને કેટલીક પંક્તિઓમાં જેવી ખૂબી આવી ગઈ છે તેવી ગોવર્ધનરામથી પણ લાવી શકાઈ નથી, છતાં એકંદરે ' જોગીરાજ, ' કલાપીના ' પ્હાડી સાધુ ' કરતાં હૃદય પર વધારે સચોટ અસર કરે છે.

ગોવર્ધનરામના આ કાવ્યની શૈલિ અતિ સરળ અને સ્વચ્છ છે, તથા તેમણે પસંદ કરેલા 'ઓખાહરણ'ના રાગમાં તે એવી બંધબેસતી આવી જાય છે કે સાધારણ વાંચકને આ કાવ્ય ' સ્નેહમુદ્રા '-ના કવિનું છે એમ કહીએ તો માની શકે જ નહિ. ' કલાપી 'નું કાવ્ય પણ તેનાં સર્વ કાવ્યો પ્રમાણે જ સરળ છે, છતાં અહીં ગોવર્ધનરામની સરળતા ચઢી જાય છે.

' પુષ્પ 'માં શેલીના The skylark ની અસર પ્રત્યક્ષ છે, અને ' ફુલ વીણ સખે ' હેરીકના કાવ્ય 'Gather rose buds while ye may' નો અનુવાદ છે. શેક્સપીયરના નાટક ' વિન્ટર્સ ટેઈલ 'ના ચોથા અંકના ત્રીજા પ્રવેશમાં આવતા એક કાવ્યના કકડા પરથી ' પ્રેમીની મૂર્તિપૂજા ' એ કાવ્ય રચાયું છે એમ ' કાવ્ય-માધુર્ય 'ના સંગ્રહકર્તા શ્રી. અંજારિયાએ વર્ષો પહેલાં કહ્યું છે. ' મ્હારૂં કબુતર ' એ કીટ્સના The Dove નો અને ' મધ્યમ દશા ' એ કેર્યુના કાવ્ય ' Give me more love or more disdain ' નો અનુવાદ છે. આ સર્વ અને બીજાં કેટલાંક કાવ્યોની સરખામણી આ લેખકે ઉપર દર્શાવેલ ત્રણ પુસ્તકોમાં વિસ્તારથી કરી છે. પણ એક કાવ્યનું મૂળ હમણાં જડી આવ્યું છે. ' હજુ એ મળવું ' એ કાવ્ય બાયરનના When we two parted થી શરૂ થતા કાવ્યનો અનુવાદ છે.[૧]

અનુવાદ વિશેની ચર્ચા બંધ કરતાં પહેલાં બે બાબતો વિચારવા જેવી છે તે જોઈ લઈએ. કલાપીએ કદી પણ અનુવાદને સ્વતંત્ર

૧. One thousand and one Gems of English Poetry

કાવ્ય તરીકે ખપાવવાનો પ્રયત્ન કર્યો નથી. તો 'પ્રિયતમાની એંધાણી' એ કાવ્યનું શું સમજવું.

"આ કાવ્યને પ્રથમ 'મૃતકુસુમ' એ નામ કલાપીએ આપ્યું હતું. 'જટિલ'ને લખેલા પત્રમાં કલાપીએ લખ્યું છે: "મૃતકુસુમ એ મૃતબાલક નથી, પણ મૃતકુસુમ જ છે. દશ વર્ષ સુધી સાથે રહી શકયું, કેમકે, પ્રિયાની તે પહેલા પ્રેમની ભેટ, એક પેટીમાં સાચવી રખાયલું છે. પ્રિયા તો સ્વર્ગવાસી બની અને આ પહેલું કુસુમ પાંખડીઓ પાંખડીઓ સાથે ચોંટી જ ગયું છે અને આકાર માત્ર જ કુસુમ જેવું રહ્યું છે."

આ કાવ્ય ૨૫–૬–'૯૫ ના રોજ લખાયું. કુસુમ દશ વર્ષ સાથે રહ્યું એમ લખ્યું છે. તો તે પેટીમાં લગભગ ૨૫–૬–'૮૫ ની આસપાસ મુકાયું હોવું જોઇએ. કલાપીનો જન્મદિવસ ૨૬–૨–'૭૪. ત્યારે બાર વર્ષની વયે કલાપીએ પોતાની પ્રિયાની એંધાણી સાચવી રાખેલી અને તે પ્રિયા તો સ્વર્ગે ગઈ. આ પ્રિયા કોણ? કચ્છ રોહા અને કોટડાની રાજકુમારીઓ સાથે તેમનાં લગ્ન તો ૧૮૯૦માં થયાં? કાંઈ સમજાતું નથી. પણ આ કાવ્યને મિસિસ બ્રાઉનિંગના કાવ્ય A Dead Rose સાથે સરખાવો. થોડા ફેરફાર સાથે તે અંગ્રેજીનો ભાવવાહી અનુવાદ જ લાગશે. ત્યારે કલાપીએ જટિલને આમ શા માટે લખ્યું? એ પ્રશ્નનો જવાબ શોધવાનું વાંચકોને જ સોંપી દઈને હવે બીજી બાબતનો વિચાર કરીએ.

અપહરણના અતિ ઉત્સાહમાં આવી જઈને કલાપીના ઉપર એ આરોપ મૂકતાં ઘણો વિચાર કરવા જેવું છે, કે આપણે આ મહાન આત્માને અન્યાય તો નથી કરતા?

સ્વ. નરસિંહરાવે કલાપીના કાવ્ય 'જયાં તું ત્યાં હું' ને 'અપહરણનો ઉત્કટ નમૂનો' કહી લખ્યું છે કે, આ કાવ્યનાં "પ્રસંગઅંગો 'સ્નેહમુદ્રા'માંના કલાપીએ લગભગ શબ્દશઃ અને

પૂર્ણરૂપે અર્થશઃ પોતાના કાવ્યમાં ઉપાડી લઇને નાખ્યાં છે; પ્રસંગ અને ચિત્રનું આ અપહરણ સંપૂર્ણ છે.''[૧]

પરંતુ હકીકત એ છે કે, ગોવર્ધનરામે પોતે જ 'રસપાન અને મોહ' એ 'સ્નેહમુદ્રા'નું કાવ્ય સ્વતંત્ર રીતે લખ્યું નથી. તેમણે 'સ્નેહમુદ્રા'માં સ્પષ્ટ રીતે દર્શાવ્યું છે કે, ટોમ્સન કૃત સીઝન્સમાં ડેમન્ અને મ્યુસીડોરાની વાર્તા છે, તે ઉપરથી આ કાવ્યનો પ્રસંગ સૂચિત છે. એટલે સ્વ. નરસિંહરાવભાઇએ કલાપી પર અપહરણનો જે આરોપ આ કાવ્યને અંગે મૂકયો છે તે ખોટો છે. કલાપીએ કેટલાંએ કાવ્યો અંગ્રેજી પરથી લખ્યાં છે, અને કદાચ તેમણે જાતે પુસ્તક છપાવ્યું હોત તો તે પોતાનું સાહિત્ય–ઋણ જાહેર કરત; એટલે જ કલાપીને માટે 'અપહરણ' શબ્દ વપરાય તે અયોગ્ય લાગે છે.''

સ્વ. નરસિંહરાવે કલાપીના આ 'અપહરણ' અને 'સ્નેહ-મુદ્રા'ના પોતે માનેલ મૂળ કાવ્યમાંથી રા. ખબરદારે કલિકામાં 'અપહરણ' કર્યું છે એમ પણ કહ્યું છે. 'તળાવ કિનારેનાં ઝાડ, ઝાડ ઉપર ચઢીને બેઠેલો પ્રેમી, જનતણો પગરવ બંધ થવો, વસ્ત્રો ઉતારીને જળમાં પડેલી છાયાનું ઓચિંતું દર્શન, તેથી ચમકીને પ્રિયતમાનું જળમાં ડૂબકી મારવાનું કૃત્ય—આ સર્વ અંશો લગભગ મૂળ રૂપમાં કાંઈક ગોપનાર્થે ગોઠવેલા રૂપાન્તરમાં ગોવર્ધનરામની સ્નેહમુદ્રામાંથી, અને તેના જ અપહરણરૂપ કલાપીના એક કાવ્ય-માંથી, જડી આવશે.'

નવાઈની વાત એ છે કે, સ્વ. બાલાશંકરે પણ આ અંગ્રેજી કાવ્યના વિચારો લઈ, 'સ્નેહાલાપ' નામનું કાવ્ય કલાપીએ 'જ્યાં તું ત્યાં હું' લખેલ છે તે જ શાર્દૂલવિક્રીડિત વૃત્તમાં લખ્યું હતું, અને તેના વિશે સ્વ. સાગરે લખ્યું છે :–

૧. મનોમુકુર: ગ્રંથ બીજો

" સ્વ. બાલાશંકરનું 'સ્નેહાલાપ'નું કાવ્ય આ જ વૃત્તમાં છે અને જાણીતું છે. શૈલી અને ભાવ બન્નેમાં ઘણે અંશે સમાન છે. બાલાશંકરની ઉન્મત્ત મસ્તી જો કે આ કાવ્યમાં નથી, પણ તેની ચારુતા, તેની મધુરતા, તેની પ્રણયમયતા અને તેની કલા તો આમાં સર્વાંશે છે." એટલે કે, કલાપીએ આ કાવ્ય બાલાશંકર પરથી લીધું એમ જ, પણ નરસિંહરાવની જેમ 'અપહરણ' શબ્દ નહિ પરંતુ ખરું જોતાં એ સર્વનું મૂળ ઉપર દર્શાવેલ અંગ્રેજી કાવ્ય છે.

વળી કલાપીના સાહિત્ય ઋણ વિષે બોલતાં એક વસ્તુ જણાવવાની જરૂર છે. કલાપીમાં મહાન્ કવિઓમાં જ દેખાતી પ્રબળ કલ્પનાશક્તિ હતી, એના પુરાવાઓ તેમનાં કાવ્યોમાંથી મળી આવે છે. કાલિદાસને નાયિકાના વિયોગના સંતાપને નાયક ચિત્રદર્શનથી (કે સ્વપ્નદર્શનથી પણ) શમાવી શકતો નથી, એ વિચાર બહુ ગમી ગયો લાગે છે. તે તેમણે ત્રણ જગ્યાએ દર્શાવ્યો છે. 'મેઘદૂત'માં યક્ષ મેઘ સાથે પોતાની પત્નીને કહાવે છે :

કાઢી તારી છબી રીસઇને લાડતી, હું શિલામાં,
પોતાને ત્યાં ચિતરું, ચરણે વંદતો તેટલામાં;
આંસુ આવી નયન ભરતાં, દષ્ટિને રૂંધી લે છે,
ના એવા દે તુજ નયનને, ક્રૂર એવો વિધિ છે.[1]

* * *

ઉજાગરે નહીં એનો પામું સ્વપ્ને સમાગમ;
આંસુ વ્હેતાં થવા દેતાં ના ચિત્રે પણ દર્શન.[2]

* * *

દરસન થવું સ્વપ્ને શાનું જ ? નિંદ નયીં હરે,
વિષમ શરનાં શલ્યો સાલી નિરંતર અંતરે.

---

૧. શ્રી કીલાભાઈ

૨. શાકુન્તલ : શ્રી બલવંતરાય ઠાકોર

છબી ચિતરવી વ્હાલીની, તેય દોરૂં ન દોરૂંને,
પૂરી જ કરવા ના દે આંસુ દગે ઉભરાઇને.[1]

આ પ્રમાણે ત્રણુ ગ્રંથોમાં કાલિદાસ એક વાત સામાન્યપણે કહે છે કે, નાયક વિયોગનો સંતાપ શમાવવા માટે નાયિકાનું ચિત્ર જોઈ આશ્વાસન લેવા જાય છે, પરંતુ શોકાવેગથી આંખોમાં આંસુ ભરાઈ આવે છે, અને તેથી તે નાયિકાનું ચિત્ર જોઇ શકતો નથી. કલાપી આ કાવ્ય–'જ્યાં તું ત્યાં હું'–માં કહે છે.

આંસુના પડદા વતી નયન તો મ્હારાં થયાં આંધળાં,
લૂછ્યાં ના પણુ ઉષ્ણુ શ્વાસ દિલને અશ્રુ સુકાવી દીધાં.

અહીં પહેલી લીટીમાં કાલિદાસને પ્રિય થઇ પડેલો વિચાર આવે છે, પરંતુ બીજી લીટીમાં કલાપી કલ્પનામાં કાલિદાસના કરતાં પણુ એક પગલું આગળ વધે છે. આંખમાં આંસુ આવવાને લીધે પ્રિય વસ્તુનું દર્શન થઈ શકતું નથી, એટલું કહી કાલિદાસ અટકે છે, પરંતું કલાપી તેથી આગળ વધીને કહે છે કે, પ્રિયતમાનું દર્શન શરૂઆતમાં તો આંસુને લીધે થઇ શકતું નથી; પરંતુ પાછળથી શોકને લીધે જે ઉષ્ણુ શ્વાસોચ્છ્વાસ ચાલે છે તેને લીધે આંખમાંથી આંસુ સુકાઈ જાય છે અને તેથી પ્રિયતમાનું દર્શન થાય છે!

'હૃદયત્રિપુટી' કલાપીનું સૌથી લાંબું અને સૌથી મહત્ત્વનું કાવ્ય છે. આ ખંડકાવ્યની અનેક દૃષ્ટિથી તુલના કરી શકાય. તેના વિશે પ્રથમ પ્રશ્ન એ થાય છે કે, તેને કલાપીનું આત્મચરિત કેટલે અંશે ગણી શકાય. કલાપીએ જટિલને લખેલા પત્રમાં તેને 'આ જીંદગીના ઇતિહાસમાં એક મહાન વિક્ષેપથી લખાયેલ કાવ્ય,' કહ્યું છે. (તા. ૯–૬–'૯૬) આ જ પત્રમાં કલાપી આ અને તેના જેવાં બીજાં કાવ્યોમાં આલેખેલ પરિસ્થિતિને 'સ્વપ્ન' કહે છે. આ પત્ર 'હૃદય–ત્રિપુટી' લખાયા પછી લગભગ બે મહિને લખાયેલો છે. 'હૃદય–ત્રિપુટી' લખાયાની તારીખ છે, ૭–૪–'૯૬.

---

૧. વિક્રમોર્વશીય : શ્રી. કેશવલાલ ધ્રુવ

ત્યાર પછી લગભગ એક વર્ષ પછી સ્વ. કાન્તને કલાપીએ 'હૃદય–ત્રિપુટી'ની નકલ મોકલતાં તેને કાવ્યને બદલે ઇતિહાસ તરીકે વાંચવાનું લખ્યું હતું.

"હૃદયત્રિપુટી' મોકલેલ છે. હું કહેતો હતો તે જ આ. તેને આપ કાવ્ય તરીકે વાંચવા કરતાં ઇતિહાસ તરીકે વાંચશો. કાવ્ય જેવું બહુ તેમાં નથી. એક વૃત્તાંતમાં અમુક સુધારો કરવામાં આવે છે ત્યારે જ કાવ્ય બને છે, તે આમાં નહિ જેવો જ કરવામાં આવ્યો છે. કદાચ તેમાં poetic justice (કાવ્યસહજ ન્યાય) પણ નહીં લાગે. એ વૃત્તાંતમાં એ justice (ન્યાય) હોત તો એ કાવ્યમાં પણ આવત."[1]

પણ આ કાવ્યને એક રીતે જોતાં ઇતિહાસ ન કહી શકાય. તેમાં બનેલા બનાવોનું જ માત્ર વર્ણન નથી; કવિએ તેમાં કલ્પનાથી ઘણું ઊમેર્યું છે. વળી આ કાવ્ય લખાયા પછી બે વર્ષે કલાપીએ શોભના સાથે લગ્ન કર્યું. કલાપી પોતાનાં રોહાવાળાં રાણીને 'રમા' અને 'મોંઘીબા'ને 'શોભના' કહેતા હતા, તેથી આ કાવ્યને કલાપીનું જીવનવૃત્તાંત જ માની લેવાય તેવું છે. પણ આ કાવ્યના જેવું કલાપીનું જીવન લગભગ થયું એમ કહી શકાય. એટલે કવિએ જ્યારે તે લખ્યું ત્યારે તેમાં પોતાના જીવનમાં બનેલા બનાવોને બદલે શું બનવું જોઇએ તે લખ્યું છે. સ્વ. કાન્તને ઉપર દર્શાવેલ પત્ર પછી એક અઠવાડિયે કલાપીએ લખ્યું હતું: 'શેલી મેં ૯૨ ની સાલમાં વાંચ્યો હતો. હું ત્યારે તેને સમજી શક્યો નહતો. હું તેના વિચારોમાં અનીતિ જોતો હતો. પણ અહો! સમય ગયો, અનુભવો મળતા આવ્યા અને જે તે પુકારી ગયો છે તેનું તે જ મ્હારા નશીબમાં લખાયું. હમણાં સાત દિવસ પહેલાં જ ફરીથી એ કવિનાં ત્રણ ચાર કાવ્યો વાંચ્યાં. Epipsychidion [એપિસાઇકીડિયોન] તો ખાસ વાંચવું જ હતું, તે વાંચતાં લાગી આવે છે કે, મ્હારે કાંઇ જ લખવાની જરૂર નથી. પણ એ હૃદય કરતાં આ હૃદયનું દર્દ વિશેષ વિષમ હોય તેમ

---

૧. કાન્તને પત્ર: ૧–૮–૯૭

લાગે છે. તેટલું જ તેનાથી જુદું કહેવાનું છે.' (૧૧-૧૨-'૯૭). અહીં જેમ કલાપીએ શેલીનું કાવ્ય 'એપિસાઇકીડીઓન' વાંચ્યું નહતું છતાં તેના જેવા વિચારો અજાણતાં જ 'હૃદય-ત્રિપુટી'માં આવી ગયેલા છે, તેવી જ રીતે 'હૃદય-ત્રિપુટી'માં જે વિચારો કલાપીએ લખ્યા છે અને તેને પરિણામે થતા બનાવો વર્ણવ્યા છે, તેવું કલાપીના જીવનમાં પણ કેટલેક અંશે બની આવ્યું.

સ્વ. કાન્ત ઉપર લખેલા લાંબા પત્રમાં કલાપીએ પોતાનો જીવન-વૃત્તાંત લખ્યો છે, તે કેટલેક અંશે 'હૃદય-ત્રિપુટી' આત્મકથા છે, તે સમજવામાં ઉપયોગી થાય તેવો છે.

તે વૃત્તાંત વાંચતાં લાગશે કે, 'હૃદય-ત્રિપુટી'માં કલ્પનાના અંશો કેટલા મોટા પ્રમાણમાં ભળેલા છે. આ સંબંધમાં જાણવું ઉપયોગી થઇ પડશે કે, કલાપીના મિત્ર સ્વ. સંચિત્ પણ 'હૃદય-ત્રિપુટી'ને 'કલ્પનામિશ્રિત કાવ્ય' કહે છે.[૧]

બીજો પ્રશ્ન એ થાય છે કે આ કાવ્યનાં પાત્રોના મનમાં અને આચરણમાં જે દેખાય છે તે પ્રેમ છે કે કામવાસના? પણ આવો પ્રશ્ન કરનારને અગાઉથી જ કલાપીએ કહી મૂકયું છે કે 'પ્રેમમાં બધી નીતિ સમાઇ જાય છે.'

પણ શેલીના જે કાવ્યનો ઉલ્લેખ કલાપીએ ઉપર કર્યો છે તેમાં તેવું નથી. શેલીનો પ્રેમ સૂક્ષ્મ (Platonic Love) હતો.

શેલી, અને કલાપીના 'હૃદય-ત્રિપુટી'ના વિચારને પણ મળતું ઘણું યુરોપીય સાહિત્યમાં મળી આવે છે. આ જાતના સાહિત્યનો ટૂંકો પરિચય જીવનનાં દૃષ્ટાંતો સાથે આપતાં એક જર્મન લેખકે[૨] લખ્યું છે કે એક જ સ્ત્રી અને એક જ પુરુષ વચ્ચેના લગ્નથી સંપૂર્ણ એકતા સાધવાનું કામ અત્યંત કઠિન છે.

---

૧. કલાપીની પત્રધારા

2 Ivan Bloch: The Sexual Life of Our Time

પણ અહીં જુદાં જુદાં દૃષ્ટાંતો આપી લેખક છેવટે જે નિર્ણય પર આવે છે તે ખાસ જાણવા લાયક છે. તે કહે છે કે, આવાં દૃષ્ટાંતો પરથી એવું અનુમાન કરવાનું નથી કે, માણસે નિરંકુશ બની જવું; પણ એક પતિવ્રત અને પત્નીવ્રતના ઉચ્ચ આધ્યાત્મિક આદર્શને પહોંચનાર વ્યક્તિઓ કેટલી બધી મહાન છે તે સમજવાનું છે.

કલાપીની માન્યતા, ઉપર લખ્યું તે લેખકના અને શેલીના કરતાં પણ જુદા પ્રકારની હોવાનું એક કારણ એ પણ હોઈ શકે કે, કલાપી અનેક સ્ત્રી–લગ્નની પ્રથાના અમુક દૃષ્ટિબિંદુથી હિમાયતી હતા, એટલે તેમને આમાં કાંઇ જ અનીતિ જેવું લાગે નહિ. એક પત્નીવ્રતની માન્યતાવાળા ખ્રિસ્તી ફિલસૂફ સ્વીડનબર્ગના વિચારો ઉપર વિવેચન કરતાં કલાપીએ પોતાનું દૃષ્ટિબિંદુ વિસ્તારથી સમજાવ્યું છે. સ્વ. સર રમણભાઇને તેમાં 'સુરસિંહજીનું ઠાકોરપણું કાયમ રહેલું'[1] અને 'રજપુત રાજાની સાંસારિક ભાવના તેમને છોડી દઇ શકી નથી' એવું જણાય છે. પણ કલાપીના આ વિચારોમાં 'ઠાકોરપણું' અથવા 'રજપુત રાજાની સાંસારિક ભાવના' કરતાં કાંઇક વધારે છે કયા હેતુઓથી કલાપી 'હૃદય–ત્રિપુટી'માં ત્રણ હૃદય ઐક્યની કથા કહેવા પ્રેરાયા, અને જીવનમાં પણ શાથી તેમણે સર્વસ્વના ભોગે આવું સાહસ ખેડવાનું યોગ્ય ધાર્યું તે 'સ્વીડનબર્ગના ધર્મ વિચાર'-માં વિસ્તારથી અને ઘણી નિખાલસરીતે દર્શાવ્યું છે.

આ સર્વ પ્રશ્નોના કરતાં વધારે મહત્ત્વનો પ્રશ્ન એ છે, કે કાવ્ય તરીકે 'હૃદય–ત્રિપુટી'નું મહત્ત્વ કેટલું. તે વિશે અત્યાર સુધી ઘણા લેખકોએ જુદા જુદા અભિપ્રાયો આપ્યા છે, પણ સાચો અભિપ્રાય તો દરેક વાંચકે જાતે જ બાંધવો જોઇએ. છતાં વિવેચક તરીકે દુરારાધ્ય મનાતા સ્વ. નરસિંહરાવનો આ કાવ્ય વિશે કેવો અભિપ્રાય છે તે જાણવું કદાચ ઉપયોગી થઈ પડશે. તેમણે કલાપી વિશે અભિપ્રાય દર્શાવતાં લખ્યું છે:

---

૧ 'જયંતી વ્યાખ્યાનો'

"માત્ર, 'હૃદય–ત્રિપુટી' અને હેવા જ સ્વરૂપમાંથી ઉદ્‌ભવ પામેલાં પાંચ છ કાવ્યો, એ જ આ કવિની કીર્તિના પાયારૂપ હું માનીશ; પછી ભલે ક્ષણુસ્થાયી કાવ્યોમાં અન્ય જનો મોજ માણે. 'હૃદય–ત્રિપુટી' કાવ્યમાં પ્રેમની જાતિના પ્રશ્નનું અવલોકન કરવાનું અહિં પ્રયોજન નથી. આપણે તો એ કાવ્યમાં પ્રગટ થતી અપૂર્વ કલારચના જ જોવાની છે, અને એ દૃષ્ટિયે અપૂર્વ છે. કલામય રચના છતાં તેમાં કૃત્રિમતા નથી, ભાવપ્રવાહ કેવળ સ્વાભાવિક સ્રોતમાં વહે છે."[1]

કલાપી 'કવિ' કે 'સ્નેહી' એ પ્રશ્ન એક વખત ગુજરાતી સાહિત્યમાં જુસ્સાથી ચર્ચાતો હતો એ અત્યારના વાંચકોને નવાઈ પમાડે તેવું છે. પણ 'કવિ' અને સ્નેહી' એ 'સ્ત્રી' અને 'પુરુષ' જેવા incommensurable શબ્દો નથી. એક વ્યક્તિ કવિ અને સ્નેહી બન્ને હોઈ શકે. 'કલાપી કવિ હતા કે સ્નેહી?' એમ પૂછવાને બદલે કલાપી કવિ હતા કારણ કે તે સ્નેહી હતા અને સ્નેહી હતા કારણ કે તે કવિ હતા, એમ સમન્વય કરીને સમાધાન ન મેળવી શકાય?

પણ, કલાપીએ કવિ ગણાવાની કે કવિ તરીકેની કીર્તિની કદીએ દરકાર કરી ન હતી એ હકીકત છે. પોતાનાં કાવ્યોને કલાપી 'કવિતા'નું નામ આપવાની ના જ કહે છે. અખાએ પોતાને કવિ નહિ પણ જ્ઞાની ગણવાનું કહ્યું છે અને આપણે તેને જ્ઞાની કવિ અખો કહીએ છીએ, તેમ કલાપીને પણ 'સ્નેહી કવિ કલાપી' કહીએ તો?

કલાપી પોતાનાં કાવ્યોથી કદી સંતોષ પામતા ન હતા તે જ દર્શાવે છે કે તે સાચા કલાકાર હતા. કારણ કયો સાચો કલાકાર પોતાની કૃતિથી સંતોષ પામે છે? છતાં કલાપીનાં કાવ્યોએ ૪૦ વર્ષથી ગુજરાતની કવિતા વાંચનાર આલમને વશ કરી છે. લાઠીના નાનકડા રાજ્યના રાજવીએ ગુજરાતી કવિતાપ્રદેશમાં મોટું સ્થાન

---

૧ નરસિંહરાવ : મનોમુકુર–ગ્રંથ ૩

મેળવી લીધું છે. અને કીર્તિ તરફ સંપૂર્ણ ઉપેક્ષાવૃત્તિ સેવનાર આ સ્નેહી કવિને અક્ષય કીર્તિ વરી છે.

કલાપીનાં સર્વાનુભવરસિક દેખાતાં કાવ્યો પણ ઊંડી દૃષ્ટિથી જોતાં સ્વાનુભવરસિક માલૂમ પડે છે. પણ કલાપી પોતે જ કહે છે: 'સ્વાનુભવરસિક કવિ અને સર્વાનુભવરસિક કવિમાં હું બહુ ભેદ જોતો નથી.'[1] કલાપીનાં પ્રકૃતિ વર્ણનનાં કાવ્યોમાં પણ મોટે ભાગે તેની પોતાની જ સ્થિતિનું વર્ણન હોય છે; અને તેમનાં ખંડકાવ્યો તેમની પોતાની જ કથા દેખાય છે. ભરત મૃગબાળને ઉછેરતાં આસક્તિમાં પડ્યો, તે જ પ્રમાણે કલાપીનો એક બાળિકા પ્રત્યેનો વાત્સલ્યભાવ દાંપત્યપ્રેમમાં પરિણમ્યો.

'રમાડ તેને પણ લુબ્ધ ના થજે' એ પ્રાચીન રાજર્ષિને અપાયેલી સલાહ ખરું જોતાં આ અર્વાચીન રાજર્ષિ પોતાની જાતને જ આપે છે. 'વીણાનો મૃગ' એ કાવ્યમાં મૃગ, કન્યા અને પિતાની ત્રિપુટીની વાત આવે છે તે 'હૃદયત્રિપુટી'ની જ કથા છે.

'વ્હાલાં હાય અરે અરે જગતમાં વ્હાલાં ઉરો ચીરતાં,
ભૂલોની જ પરંપરા જગત આ આખું દીસે છે પિતા'.

અને—

કલા છે ભોજ્ય મીઠી તે ભોક્તા વિણ કલા નહિ,
કલાવાન કલા સાથે ભોક્તા વિણ મળે નહિ.

એ આ કાવ્યનું રહસ્ય કલાપીના પ્રેમજીવનનું પણ રહસ્ય છે.

'બિલ્વમંગળ' માં નાયક પ્રિયાપ્રેમમાંથી પ્રભુપ્રેમમાં ચઢે છે તેની કથા છે. તેમાં પ્રિયાપ્રેમ ઝંખતા કલાપી આ પ્રેમની નિંદા કરે છે, તે આશ્વાસન માટે કરાતી જ 'દ્રાક્ષ ખાટી છે' ન્યાયની અપ્રાપ્યની જ નિંદા છે. મણિલાલ ઉપરના પત્રમાં કલાપીએ લખ્યું

---

૧ કાન્તને પત્ર તા. ૧૪-૧-૯૮
'કલાપીના પત્રો'

છે: 'ગીતાનો ત્રીજો અધ્યાય મ્હેં હમણાં જ શરૂ કર્યો...કર્મેન્દ્રિયાણિ સંયમ્ય—થી [૧]શરૂ થતો છટ્ઠો શ્લોક એ શું મ્હારા પર અને મ્હને લાગે છે, કે દુનિયાના મ્હોટા ભાગ પર એક સખ્ત ઝપાટો નથી? અને પછી તુર્ત જ એ મહા યજ્ઞનો વિચાર! એ યજ્ઞ! હું કોઈ પણ રીતે, મ્હને તે વાંચ્યા પછી શું થાય છે, તે સમજાવી શકતો નથી! કેટલી બધી પામરતા! અને એથી પણ વધારે કેટલો બધો સ્વાર્થ! અને એ બધું હૃદયમાં સળગી ઊઠતાં, તે એક મ્હોંમાં–પ્રભુ જાણે–કેટલી બધી આસક્તિ! આપ જે સ્થૂલની વાત સમજાવવા માગો છો તે ગીતાના થોડા શ્લોકે મને સમજાવી છે. મને દીન બનાવી દીધો છે......જે શરીર વૃદ્ધ થઇ જશે તેમાં આત્માના પ્રેમથી જૂદી જ એવી–પણ મ્હારા હૃદયને–સ્થુલ કહો કે જે કહો તે–કેટલી બધી લાગણી છે![૨]

'બિલ્વમંગળ' માં નાયિકાના મુખેથી કહેવડાવ્યું છે:

'મ્હારા વ્હાલા! સુર! હૃદયથી, દાસ તું ઈશનો થા.'[૩]

અહીં 'સુર' નો અર્થ માત્ર સુરદાસ લેવાને બદલે 'સુરસિંહ' પણ કેમ ન લઇએ?

'ભરત' વિશે કલાપીએ કહ્યું છે તે જ પ્રમાણે તેમના વિશે પણ કહી શકાય કે—

---

૧. કર્મેન્દ્રિયો નિરોધી જે મનથી સ્મરતો રહે,
વિષયોને, વિમૂઢાત્મા મિથ્યાચારી ગણાય તે.

૨. સરખાવો:
શું છે હુંમાં? સુખરૂપ તને દેહ આ ના થવાની,
વ્હાલા, તેને મરણ પછી તો કાષ્ઠમાં બાળવાની.—'બિલ્વમંગળ'.

૩. કલાપીનું કાવ્ય 'સુદર્શન' માં 'તુલસી' ના મથાળા નીચે પ્રસિદ્ધ થયું હતું. કાન્તે 'કેકારવ' માં તેનું નામ ફેરવી 'બિલ્વમંગળ' મૂક્યું, કારણ એમાં વર્ણવેલ પ્રસંગ તુલસીદાસના કરતાં બિલ્વમંગળના જીવનને વધારે મળતો છે. આ સમયે કાન્તે મૂળની 'મ્હારા વ્હાલા

'રાગ ને ત્યાગની વચ્ચે હૈયું એ ઝુલતું હતું,' અને છેવટે એ હૈયું 'બિલ્વમંગળ'ની માફક રાગ છોડી ત્યાગ સ્વીકારવા તૈયાર પણ થયું હતું, એટલામાં તેના મહાન માલિકનું અવસાન થયું.

આવી જ રીતે કલાપીનો 'હમીરજી' લેખકની પ્રતિકૃતિ છે એમ બતાવી શકાય,

કલાપી કવિ તરીકે જેવા સફળ હતા તેવા જ ગદ્યલેખક તરીકે પણ હતા. તેમની પ્રથમ કૃતિ 'કાશ્મીરનો પ્રવાસ' વિશે શરૂઆતમાં કહી ગયા. તેમની અન્ય સફળ ગદ્યકૃતિઓ એટલે તેમના 'સંવાદો', 'સ્વીડનબર્ગના ધર્મવિચાર' અને તેમના પત્રો 'સંવાદો' માં પણ તેમની આત્મકથાનાં અંશો આવે છે. 'સ્વીડનબર્ગના ધર્મવિચાર' માં પણ તેમણે પોતાના પ્રશ્નને જ મધ્યસ્થ રાખીને ચર્ચા કરી છે. પણ તેમના પત્રો તો તેમની અપ્રાપ્ત આત્મકથાનું[1] જ સ્થાન લે તેવા છે. તે દ્વારા તેમના આ મહાન હૃદયમાં અવગાહન કરી વાંચક અલૌકિક પવિત્રતા પ્રાપ્ત કરે છે. સંતના હૃદય જેવું પાવનકારી બીજું તીર્થ કયું છે?

---

હૃદય! તુલસીદાસ તું રામનો થા' એ પંક્તિ પણ ફેરવીને ઉપર પ્રમાણે મૂકી. પણ મ્હારા વકતવ્યમાં આથી કાંઈ જ ફેર પડતો નથી. 'તુલસી' કહીને પણ કવિ પોતાની જાતને જ સંબોધતા હતા, અને 'કાન્ત' ના ફેરફારથી તેમાં શ્લેષ આવ્યો.

૧. 'હું autobiography (આત્મજીવન) હાલ લખું છું.' કાન્તને પત્ર (૧-૮-'૯૭) 'કલાપીના પત્રો'

# પ્રકરણ નવમું

## કલાપીનું વ્યક્તિત્વ

ઈશ્વરનું સ્વરૂપ સમજવામાં જેમ 'અંધહસ્તીનો ન્યાય' પ્રવર્તે છે તેમ જ મહાન વિભૂતિઓને સમજવામાં પણ બને છે. પહેલ પાડેલા હીરાની જેમ આ માનવરત્નોને પણ અનેક દૃષ્ટિબિંદુઓમાંથી અવલોકીએ તો જ તેમનું સાચું મૂલ્યાંકન કરી શકાય.

કલાપી સ્નેહી કવિ હતા એમ ગયા પ્રકરણમાં કહી ગયા. સ્વજન તરીકે તેમણે પોતાનો સ્નેહ પોતાની પત્નીઓને, ભાઈને અને સંતાનોને આપ્યો. નાનાભાઈ વજુભા–કુમારશ્રી વિજયસિંહજી –ઉપરના પત્રોમાં બંધુસ્નેહનું દર્શન થાય છે. સંતાનોના અભ્યાસ અને વિવાહનો પ્રશ્ન તેમની વૈરાગ્યની ભાવનાને પણ અમલમાં મૂકતાં વિલંબ કરાવે છે. પત્નીઓને ન્યાય આપવા તેમનો સતત પ્રયાસ હતો. રમા પ્રત્યેના પ્રેમ વિશે પાછળ વિસ્તારથી આવી ગયું. પછીથી તે ફરજનો પ્રેમ બન્યો ત્યારે શોભના પ્રત્યે પ્રેમની ફરજ અનિવાર્ય બની. અને એક જવાબદાર પતિ પ્રણયવીરની ભાવના વચ્ચે સમન્વય સાધવા તેમણે ભગીરથ પ્રયાસ કર્યો.

મિત્ર તરીકે તેમણે અનેકને અમૃત પાયાં. મણિભાઈ તરફ તેમના જીવનપર્યંત ગુરૂભક્તિનો અખંડ સ્રોત વહેવડાવ્યો અને પ્રજા તરફના વાત્સલ્યભાવથી પ્રેરાઈને સ્વભાવ વિરુદ્ધ પણ, મરણપર્યંત રાજ્યની જવાબદારી ઉઠાવી.

આવી કૌટુંબિક, રાજકીય અને મિત્ર તરીકેની ફરજોની વચ્ચે સતત રોકાયેલા રહીને પણ તેમણે અખંડ સાહિત્યોપાસના કરી.

તેમણે ઘણું વાંચ્યું હતું અને લખ્યું પણ ઓછું નથી. કવિતા, નવલકથા, સંવાદ, પ્રવાસવર્ણન, પત્રલેખન અને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં તેમણે સફળતાપૂર્વક સતત લેખની ચલાવી હતી.

કવિ, લેખક, વીરપ્રણયી, ઉદાર મિત્ર, દયાળુ રાજ્યકર્તા અને વિશાળ દૃષ્ટિના સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના સતત અભ્યાસી ઉપરાન્ત કલાપી સાહસિક, સૌંદર્યપરીક્ષક અને વિચારશીલ પ્રવાસી હતા. પણ સૌથી વધારે યાદ રાખવા લાયક એ છે કે કલાપી એક જીવંત વ્યક્તિ હતા અને સનમના સાચા શોધક હતા.

કલાપીનું વ્યક્તિત્વ તેમના પત્રોમાંથી ખાસ જાણી શકાય છે; છતાં કલાપીના હૃદયનું વર્ણન તો તેમણે પોતે જ માત્ર બે પંક્તિમાં બરાબર આપી દીધું છે:

હતું તેનું હૈયું કુસુમ સરખું કોમળ અને,
હતો તેમાં દૈવી પ્રયણરસ મીઠો ટપકતો.

હૃદય આવું કોમળ હોવા છતાં કલાપી જાતે, અત્યારના કોઈ શહેરી યુવક કવિ જેવા, કોમળ ન હતા. તે કદાવર અને બલવાન કાયાવાળા ક્ષત્રિય હતા, અને ગીરના સિંહની ભેટ લેવા માટે છેક તુલસીશ્યામ જતાં એક વખત જંગલમાં સંગાથ છોડી દઈને, એકલા નીકળી પડયા હતા.[1] 'પેપર ચેઝ'ની રમતમાં ૨૪ માઈલ દોડીને ૨૦ મિનિટ અગાઉથી મોકલેલા જમાદાર અને બે સવારને પકડયા હતા.[2] દોડવાની કસરત તે નિયમિત રીતે કરતા, અને તેમના નાના ભાઈ વિજયસિંહજીને પણ આ કસરત કરવાની સલાહ એક પત્રમાં આપી છે. ઘોડેસવારીનો તેમને ઘણો શોખ હતો અને ૨૪ માઈલ દોડયા પછી ત્રીસ માઈલની ઘોડેસવારી કરવામાં તેમને આનંદ આવતો.

બહારની રમતમાં ટેનિસ અને ઘરની રમતમાં શેતરંજ તેમને બહુ પ્રિય હતી.

---

૧ કલાપી પરિચય, ભાનુશંકર ઓઝા (કલાપી સ્મારક અંકઃ કૌમુદી)
૨ 'શ્રી. કલાપીની પત્રધારા' પૃ. ૧૫૦–૩ એજન પૃ. ૪૭૨.

તે સ્વભાવથી જ વૈરાગ્યવૃત્તિવાળા હતા, છતાં સંસારના આનંદો રસથી માણતા. મુંબઈમાં નાટકો જોઈ 'ગુજરાતી' અને 'મોરબી' નાટક મંડળીઓની સરખામણી કરતા. સંગીત પૂરા શોખથી સાંભળતા અને સિતાર તથા બીન વગાડતા.

જન્મથી રાજા અને સ્વભાવથી 'રાજા માણસ' હતા એટલે ખાવા ખવડાવવામાં પણ કેમ મોજ ન માને? રમાએ પોતાના વિયોગમાં મદિરાપાન બંધ કરેલું તેમને સગાંઓ અને સખીઓનો આગ્રહ હોય તો શા માટે એમ ન કરવું, એમ સલાહ આપે છે. અને પોતાને માટે મણિભાઇને પૂછે છે કે 'મદિરાપાન મેસ્મેરિઝમ વખતે નહિ પણ પછીથી કરવામાં કાંઇ અડચણ છે? કેમકે તે શરૂ થયું છે, અને આવતી હુતાશણીએ તેને છેલ્લી સલામ કરવી છે.' આર્યાવર્તના પ્રવાસ દરમ્યાન માંસાહાર અને મદિરાપાનનો ત્યાગ કર્યો હતો, અને વચ્ચે પણ ત્યાગ કર્યો હશે એમ લાગે છે. અને અહીં તો વળી છેલ્લી સલામની વાત લખી છે. કલાપી ભોગની વચ્ચે પણ કેવી સતત ત્યાગની ઝંખના સેવતા હતા તે આ ઉપરથી જોઇ શકાય છે. તે જ પ્રમાણે, આ પરથી, મણિભાઈની માફક તેમના આ શિષ્ય પણ મેસ્મેરિઝમ–પ્રાણવિનિમયના નાદે પણ ચઢયા હશે એમ લાગે છે.

મણિભાઈ ગટૂલાલજી પાસેથી શીખેલા તે પાક બનાવીને મોકલતા ને કલાપીને તે બહુ સરસ લાગતો. વળી દરબારશ્રી વાજસુરવાળાને, પૂર્ણચંદ્રોદય તો નહિ પણ, મધ્યમ વર્ગનો ચંદ્રોદય તેના અનુપાન સાથે મોકલવાનું લખે છે, જેથી જિંદગીમાં એવા પદાર્થનો ઉપયોગ પણ એક વખત કરાય.[2]

બીડી તો સુરસિંહજીને અતિશય પ્રિય હતી, અને તે માટે 'બીડી અને બીડી પીનારો' નામનું કાવ્ય પણ તેમણે લખી નાખ્યું છે.

કોઈ પણ સાચો મહાપુરુષ હાસ્યરસથી વંચિત હોતો નથી, તે પ્રમાણે કલાપીમાં પણ આ રસ સારા પ્રમાણમાં હતો. તેમના પત્રોમાં

---

૧ 'શ્રી. કલાપીની પત્રધારા' પૃ. ૬૮ ૨ એજન, પૃ. ૨૦૦

તેનાં અનેક દૃષ્ટાંતો મળે છે. આનંદરાય દવેને તેઓ ઘી પીવાની સલાહ આપે છે. ઉપર ઘીના લાડુ ચઢાવીને ખૂબ ઊંઘવું, અને નહિ તો ઇચ્છા હોય તો લાઠીની પાડોશમાં જ આવેલ બગસરાનો ચોફાળ મોકલી આપવા પણ તેઓ તૈયાર હતા.[1]

સરદારસિંહજીએ કાંઇ મંગાવવાનું લખ્યું હશે તેના જવાબમાં કલાપીએ ભમરડો લેતા આવવા કહ્યું અને તે નહિ તો પછી તેમના પ્રોફેસરના છોકરાંને આપતા હતા તેવું દીવાસળીનું બાકસ પણ ચાલશે.[2] અને, આ ઊંડી ચિંતા અને ગંભીર ચિંતનમાં મગ્ન રહેનાર રાજવી કવિ કોઇ વાર રમૂજમાં આવી જઈ આવાં વિનોદી જોડકણાં પણ જોડતાઃ

ભોજન આજ જમ્યા જે અમો,[3] તેનું વર્ણન સુણજો તમોઃ
બાબાં બ્હેને કીધું શાક, શું સુંદર છે તેનો સ્વાદ !
સાકરની રોટી જે સાર, તેમાં તસ્દી લીધી અપાર;
માજીએ પ્રેમે પીરસ્યું. તેથી સ્વાદ વિશેષે ગણું,
મોકલશે હવે ચંદન પ્રાણ, તેનાં શું હું કરૂં વખાણ !
ચોપડજે પ્હેલાં તે તું, શેષ રહેલ લગાડીશ હું.
વિજયાનું પછી થાશે પાન, પ્રિય દર્શનનું મળશે ભાન;
સાંજે દેવી દર્શન થાય, દૂર દુઃખ વિપત્તિ જાય.

[4]કલાપી એટલા બધા પ્રેમાળ હતા કે કોઈને વઢવું પડે તો સામા માણસને દુઃખ થાય તેના કરતાં તેમને પોતાને જ વધારે દુઃખ થતું હતું, અને તેથી જેને વઢવું પડયું હોય તેના કરતાં તેમને પોતાને જ વધારે શિક્ષા થતી હતી. તેથી તે જે કાંઈ કહેવું હોય તે લખીને જ આપતા. અને[5] ન છૂટકે જ મોંની વાત રાખતા. તેમણે પોતાને માટે સિદ્ધાંત રાખ્યો હતો કે ' કાન આંખ ઉઘાડા અને મ્હોં બંધ.' પછીથી કેટલાક અનુભવોને પરિણામે તેમને આ સિદ્ધાન્તમાં ફેરફાર

---

૧ 'શ્રી કલાપીની પત્રધારા' પૃ. ૩૮૫ ૨ એજન, પૃ. ૩૧૪
૩ રાજબા સાહેબ (રમા)ને પત્રઃ 'શ્રી. કલાપીની પત્રધારા'
૪. 'શ્રી. કલાપીની પત્રધારા' પૃ. ૩૧૮ ૫. એજન, પૃ. ૨૪૩

કરવાની જરૂર લાગી હતી, અને કોઈને ગુલાબના ફૂલથી પણ ન મારનાર કલાપી લાકડીનો ઉપયોગ કરવાના વિચાર ઉપર આવ્યા હતા. એ બુદ્ધાવતાર પછી કલ્કી અવતાર ધારણ કરવાનું કામ તેમને વિચારમાં મુશ્કેલ લાગતું ન હતું, પણ આ પ્રમાણે તે કરી શક્યા ન હતા. છેવટે તેમને લાગ્યું કે પોતે ભવ્ય સ્વપ્નાં જોનાર જ હતા.

પણ કલાપીના પોતાના એકરારો ઉપરથી જ કોઈએ તેમનું ઓછું મૂલ્યાંકન કરવું જોઈએ નહિ. દરેક મહાપુરુષમાં પોતાની ભૂલો જોવાની દૃષ્ટિ અને તે પ્રકટ કરવાની હિમ્મત હોય છે, પણ તેથી જેમનામાં આવી દૃષ્ટિ કે હિમ્મત નથી એવા સામાન્ય મનુષ્યો કરતાં તે ઊતરતા બની જતા નથી.

માત્ર છવીસ વર્ષની વયમાં કલાપી ભરપૂર જીવન જીવી ગયા, છતાં તેમનું હૃદય તો હમેશાં વૈરાગ્ય તરફ જ ખેંચાયા કરતું હતું. ૧૮ વર્ષની યુવાન વયના આ રાજવી કવિનું પ્રથમ કાવ્ય 'ફકીરી હાલ' વિશે હતું. અને છેલ્લું કાવ્ય હતું 'આપની યાદી'. વૈરાગ્ય દશા તરફ સ્વાભાવિક અભિરુચિવાળા આ મુમુક્ષુની દૃષ્ટિ આઠ વર્ષમાં જ એવી દિવ્યતાને પામે છે કે તેમની નજર જ્યાં જ્યાં ઠરે છે ત્યાં ત્યાં તેમને પ્રેમસ્વરૂપ પરમાત્માનાં દર્શન થાય છે.

કવિ નાનાલાલે લખ્યું છે : 'ગુર્જર સાહિત્યરસની વાટિકામાં એમની (કલાપીની) યે રસ દેરી છે, અને એ દેરીમાંના એ દેવ અને એ દેવની દેરી ઉભય પોતાનાં તેજોબળ ને પ્રતાપ પ્રતિભાથી સુપ્રખ્યાત છે.' એ ખરી વાત છે, પણ સાહિત્યવાટિકામાં અનેક દેવો અને દેરીઓ છેલ્લાં ચાલીસ વર્ષમાં દેખાયાં છે અને અદૃશ્ય થયાં છે; પરંતુ સુરતાની વાડીના આ મીઠા મોરલાને એવો કાંઈ જ ભય નથી. કારણ તેમનું સાચું મંદિર જમાના-જમાનાના ગુજરાતી યુવક યુવતીઓનું હૃદય છે. જ્યાંસુધી યુવાનો છે અને પ્રેમ છે, ત્યાંસુધી 'સ્નેહસાગરમાં પ્રપાત પામેલો સુરસિંહ' અમર છે.

તેમનો કવિ આત્મા અમર છે અને આ લોકમાં અમર આત્મા

મૂકી જનાર આ સ્નેહી કવિનો રસાત્મા, તેણે ગાયું છે તે પ્રમાણે, દિવ્યધામમાં પણ પ્રણયના તાજથી વિભૂષિત બની વિલસતો હશે.

છે ખાક ચોળી છાપ મારી ઇશ્કની જેને દિલે,
દાખલ થતાં તેને બેહિસ્તે રોકનારૂં કોણ છે ?
જો કો હમોને વારશે, કોઈ હમોને પૂછશે,
તો ઇશ્કની ફૂંકે હમારા લાખ કિલ્લા તૂટશે.[1]

અથવા, મસ્તકવિએ ગાયું છે તેમ, આપણી આસપાસ જ આ કુદરતના બાંધવ કવિનાં દર્શન આપણને નિરંતર નથી થતાં ?

વિશાળ ઉર તાહરૂં આ વ્યોમમાં વહે;
સુખ પ્રસન્નતા ભર્યું દિગંતમાં વહે.
ચંદન વિટપમાં વહે આમોદ અંગનો,
કલ્પવૃક્ષ માંહિ તારી સાધુતા વહે.
ગભીર ઉદધિને સ્વરે ગંભીર તું-ધ્વનિ
તારી મોજ લહરી એની લહરીએ વહે.
પુનમચંદ્ર માંહિ તારા ભાલનું અમી,
ત્રિવિધ તાપને હમેશ ઠારતું વહે.
તારો દૃષ્ટિપાત જોઉં વીજળી મંહી,
પાપ અભ્રમાળ અસીવીજ તું વહે.
વહે છે તારો સ્નેહ અવિચ્છિન્ન ઝરણમાં,
સુર સરિતમાં પૂનિત સત્ત્વ તુજ વહે.
સરોજ માંહિ ઉઘડે મૃદુ તારી આંખડી,
ગુંજારવ તારો ભૃંગ ગાનમાં વહે.
લીલમનો જામો જડેલ તૃણ રાજી આ,
મયૂરપીચ્છે મુગટકળા કેકી જો ! વહે
શું કથું ? જ્યાં જ્યાં મૂકું છું નેત્ર માહરાં
તુજ સ્વરૂપ ત્યાં ત્રિભુ ઉદય થઈ વહે.[2]

---

૧ ઇશ્કનો બન્દો : કેકારવ ૨ કલાપીનો વિરહ

# ગુ. વ. સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયેલાં જીવનચર્યા

( કાળા અક્ષરમાં છાપેલાં પુસ્તકો અત્યારે મળે છે

| | |
|---|---|
| ૧. અકબર | ૦—૮—૦ |
| ૨. અકબર ચરિત્ર | ૦—૮—૦ |
| ૩. અશોક ચરિત્ર | ૦—૧૨—૦ |
| ૪. આપણા કવિઓ ભા. ૧ | ૧—૦—૦ |
| ૫. આલ્ફ્રેડ ચરિત્ર | ૦—૫—૦ |
| ૬. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર | ૦—૧૨—૦ |
| ૭. ઉદ્યોગી પુરુષો | ૦—૪—૦ |
| ૮. એલ્ફિન્સ્ટન, માઉન્ટ સ્ટુઅર્ટ | ૦—૧૨—૦ |
| **૯. કલાપી** | **૦—૧૪—૦** |
| ૧૦. કવિચરિત ભા. ૧ | ૧—૦—૦ |
| ૧૧. કવિચરિત ભા. ૨ | ૧—૦—૦ |
| ૧૨. કુમારી કાર્પેન્ટર | ૦—૩—૦ |
| ૧૩. જમશેદજી દાદાજી ચૌધરી | ૦—૨—૦ |
| **૧૪. ડિમોસ્થનિસનું ચરિત્ર** | ૦—૨—૦ |
| ૧૫. ધાર્મિક પુરુષો | ૦—૪—૦ |
| ૧૬. નાઇટિંગલ, મિસ ફ્લોરેન્સ | ૦—૪—૦ |
| **૧૭. નાથાશંકર શાસ્ત્રીનું જીવનચરિત** | ૦—૪—૦ |
| ૧૮. નામાંકિત નારીઓ | ૦—૪—૦ |
| **૧૯. પાર્વતીકુંવર ચરિત્ર** | ૦—૩—૦ |
| ૨૦. પ્રખ્યાત સ્ત્રીઓનાં ગુણકીર્તન | ૦—૪—૦ |
| ૨૧. પ્રેસિડન્ટ લિંકનનું ચરિત્ર | ૦—૧૨—૦ |
| ૨૨. ફ્રાન્સિસ બેકનનું ચરિત્ર | ૧—૪—૦ |
| **૨૩. ફાર્બસવિરહ અને જીવનચરિત્ર** | ૧—૪—૦ |
| ૨૪. બેન્જામિન ફ્રેંકલિન | ૨ |
| ૨૫. બોધક ચરિત્ર | ૦- |
| **૨૬. રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસનું જીવનચરિત્ર** | ૦ |
| ૨૭. રણજીતસિંહ | ૦- |
| **૨૮. રમાબાઈ રાનડેનું જીવનચરિત્ર** | ૦ |
| ૨૯. રાજા રામમોહન રાય | ૧- |
| **૩૦. લૉર્ડ લૉરેન્સ** | ૦ |
| **૩૧. શાહેનશાહ પંચમ જ્યોર્જનું ચરિત્ર** | ૦ |
| **૩૨. શાહેનશાહબાનુ મેરી** | ૦—૧ |
| **૩૩. શુકતારક (નવલરામ લક્ષ્મીરામનું જીવનચરિત્ર ) છપાય** | |
| **૩૪ શ્રીશારદાદેવી** | ૧—૦ |
| ૩૫. સદ્ગુણી સ્ત્રીઓ | ૦—૪ |
| **૩૬. સર વિલિયમ વૉલેસ** | ૦—૨ |
| ૩૭. સર સૈયદ એહમદનું ચરિત્ર | ૦—૮ |
| ૩૮ સીતા-દમયંતીનાં આખ્યાન | ૦—૨ |
| ૩૯. સ્ત્રીબોધક સતીચરિત્રો | ૦—૩ |
| **૪૦. હરિવલ્લભદાસ શેઠનું ચરિત્ર** | ૦—૬ |
| **૪૧. હિંદનાં મહારાણી અને તેમનું કુટુંબ** | ૦—૬ |
| ૪૨. હેમ્રી ફૉસેટનું જીવનચરિત્ર | ૦—૧૨ |